ॐ तत्सत्परमात्मने नमः ।

# પ્રસ્તાવના

## ( ઋગ્વેદના અન્તર્ગત વિષયો )

૧ ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ એમ ચાર વેદ છે શાસ્ત્રમાં અમુક સ્થલમાં " વેદત્રયી " એમ પણ કહી ગયું છે, પરન્તુ અથર્વવેદનો ઋગ્વેદમાં સમાવેશ કરીને આ વાક્ય ઉચ્ચારિત કર્યું ગયું હોય એમ સમજાય જાય છે ( અષ્ટક ૩-૮-૧૦ ઋચા ૩ માં " त्रयो अस्य पादा " ત્રણ વેદ છે એમ લખ્યું છે, તેની અનન્તર પુરુષસૂક્તના ૮-૪-૧૮ મા ઋચા ૯ મા ત્રણ વેદ પ્રકટ થયા એમ લખ્યુ છે. )

૨ શાસ્ત્રીય રીતિયેં વેદ અ-પૌરુષેય માન્યો જાય છે, અથવા કોઇ મનુષ્યનો કૃતિવિષય તે નથી પરન્તુ બૃહદારણ્યક ઉપનિષદ્ (અધ્યાય ૨ બ્રાહ્મણ ૪ માં ૧૦ ) મા વેદ પરમાત્માના નિશ્વાસરૂપ કહ્યો ગયો છે, તે શ્રુતિ-" अस्य महतो भूतस्य निश्वसित मेतद्यदृग्वेदोयजुर्वेद.सामवेदोऽथर्वाङ्गिरसइतिहास पुराणम् " ( ઇત્યાદિ ) આ તરહની છે અને તેને લઇને વેદના પ્રત્યેક અધ્યાયના પ્રારંભમાં સાયણાચાર્યે પોતાના ભાષ્યમાં મંગલાચરણરૂપે લખ્યુ છે કે—

यस्य निश्वसित वेदा यो वेदेभ्योऽखिलं जगत् ।
निर्ममे तमहं वन्दे विद्यातीर्थमहेश्वरम् ॥

૩ બીજી તરફ પુરુષસૂક્ત જે ઋગ્વેદમાં અષ્ટક ૮-૪-૧૭,૧૮, ૧૯ મા છે, તેના વર્ગ ૧૮ ના ૯ મંત્રમાં, અને જે પુરુષસૂક્ત

યજુર્વેદમાં ૩૧ અધ્યાયના ૭ મંત્રમાં છે. જેમાં ઋગ્વેદની અપેક્ષાયે ૬ મંત્ર અધિક છે તેમ અને અથર્વવેદમાં કાંડ ૧૯–૨–૬ માં મંત્ર ૧૩ માં છે, જેમાં ૧૬ મંત્ર છે, પરંતુ મંત્રાન્તર્ગત શબ્દોની રચનામાં કાંઇ વિશેષ છે, તેમા પણ ઋગ્વેદમા જેમ કહ્યું છે તેવુંજ બતાવ્યુ છે. આ ઋગ્વેદનો મંત્ર છે કે–" **तस्माद्यज्ञात्सर्वहुत ऋच सामानिजज्ञिरे। छन्दांसि जज्ञिरे तस्माद्यजुस्तस्माद जायत** " પરંતુ તેનો અર્થ એવો નથી કે જેમ આકાશાદિની ઉત્પત્તિ પરમાત્માથી થઇ છે તેમજ વેદોની ઉત્પત્તિ પણ પરમાત્માથી થઇ, પણ તેનો એવો અર્થ છે કે પ્રલયકાલમાં વેદ પણ પરમાત્માના સ્વરૂપમાં લીન થઇ જાય છે, અને પુન સૃષ્ટિના સમયે તેનો આવિર્ભાવ થાય છે. તે રીત્યે અર્થ કરવાથી બૃહદારણ્યક શ્રુતિની સાથ વિરોધ આવતો નથી આ વિષયમાં શ્રીમદ્ વેદવ્યાસભગવત્પ્રણીત વેદાન્તસૂત્રોના જગદ્ગુરૂ શ્રીમચ્છંકરાચાર્યપ્રણીત ભાષ્યમાં અને " **બ્રહ્મામૃતવર્ષિણી** " નામક તે સૂત્રોની ( સ્વતંત્ર ) ટીકામાં સવિસ્તર નિર્ણય કર્યો છે ( વેદાન્તસૂત્ર ૧–૩–૨૮ તથા ૨૯ માં જુઓ ) અથવા વેદ કોઇ મનુષ્યની કૃતિ નથી કિન્તુ અ–પૌરૂષેય છે.

૪ વેદ અ–પૌરૂષેય હોવાપર પણ કોઇ એક સ્થાનમાં વેદોની રચના થઇ છે એમ કોઇ લોક માને છે દૃષ્ટાંત રૂપે કહ્યુ જાય તો જેની વિપુલ શાસ્ત્રદર્શિતા પ્રતીત થાય છે તેવા લોકમાન્ય મરહૂમ શ્રી બાલગંગાધર તિલકે વેદોની રચનાના કાલનિર્ણયમાં પ્રયાસ કર્યો છે, અને તે પ્રસંગ તેણે ગ્યેના " Arctic Home' " " **आर्टिक होम** " નામક પુસ્તકમાં ઉપલબ્ધ થાય છે તેનો આ અભિપ્રાય સમઝયો જાય છે કે–કોઇ એક પ્રાચીન સમયમાં મનુષ્યનો નિવાસ ઉત્તરધ્રુવના નિકટના પ્રદેશમાં સંભવિત હોઇ શકે છે, અને તે સ્થાનમાં વેદોની રચના થઇ હોય તે ઉપપન્ન થાય છે તેમાં પ્રમાણભૂત ઋગ્વેદની ઋચા અને પારસીઓની ઝન્દ ભાષાના ગ્રંથમાંથી

ફકરાઓનું પરસ્પર મિલન કરીને તે પરથા એમ કહે છે કે–તેમાં લખેલ સૂર્યચંદ્રની ગતિ છત્રાકાર વર્તુલ દેખાતી હતી. અને તે વર્તુલ ગતિ ઉત્તરધ્રુવના નિકટ પ્રદેશમાં રહેવાવાળા લોકોને પ્રતીત હોઇ શકે. એથી ઉત્તરધ્રુવની નિકટ મનુષ્યોનો નિવાસ સિદ્ધ થાય છે. પરંતુ તે કલ્પના ઠીક જણાતી નથી એમ નિમ્ન–પ્રદર્શિત હકીકતથી માલમ પડે છે.

(૧) અષ્ટક ૧–૬–૨૫ ઋચા ૧૦ માં સૂર્યના ઉદય અને અસ્તનું વર્ણન છે. ઉત્તરધ્રુવના નિકટ પ્રદેશમાં તેમ હોવું દુર્ઘટ છે. ( વસ્તુતઃ સૂર્યનો ઉદય અને અસ્ત હોતો જ નથી. કેવળ જ્યારે મનુષ્યોની દૃષ્ટિમર્યાદાથી બહાર તેની ગતિ છે ત્યારે અસ્ત માન્યો જાય છે. ) વળી ૨–૭–૭ ઋચા ૯ મા પ્રદર્શિત કરેલ સૂર્યનાં વિશેષણોથી પણ તે વાત સિદ્ધ થાય છે. વળી ૪–૭–૩૪ ઋચા ૨૧ માં પણ જોવાથી સંશય નિવૃત્ત થઇ શકે છે.

(૨) ઋગ્વેદમાં કેટલાય સ્થલોમાં પાંચ ઋતુઓ હોવાનું બતાવ્યું છે અને અધિક માસ હોવાનો પણ વૃતાંત છે (૨–૮–૬ ઋચા ૩). પરંતુ ઉત્તરધ્રુવના પ્રદેશમાં પાંચ ઋતુઓ હોવાનો સંભવ નથી. ઋતુઓનો વિભાગ પણ સૂર્યની ગતિની અપેક્ષા રાખે છે. ત્યાંતો શિશિર સમય જાહેતર રહેવો જોઇએ. ૭ ઋતુઓની જગા પર પાંચ ઋતુ લખી છે તેનું સમાધાન એ છે કે હેમંત અને શિશિર ઋતુને એક જ માની છે ( અષ્ટક ૨–૮–૬ ઋચા ૪ ના ભાષ્યમાં અને પ. બ્રા ૧–૧ દેખવાથી નિર્બ્રાંત થશે. ) અને અધિક માસને સપ્તમ ઋતુ અષ્ટક ૨–૩–૧૬ ઋચા ૧૫ ના ભાષ્યમા કહ્યો છે.

(૩) પ્રસ્તુત વિષયમાં આવતા પર ઋગ્વેદમાં જહાજના ઉપયોગના

દૃષ્ટાંત અનેક સ્થલ પર છે. ( ૧-૨-૧૭ ઋચા ૭, ૧-૪-૨૧ ઋચા ૨, ૪-૩-૨૪ ઋચા ૨, ૮-૨-૨૪ ઋચા ૧૦. ) તે પ્રકારથી ૯૯ નદીયો કહી છે, મુખ્ય ૨૧ તેમાં પણ પ્રધાન નદીયો ૭ કહી છે. જહાજોનો ઉપયોગ અને એટલી મોટી સંખ્યાવાળી નદીયોનો ઉત્તરધ્રુવપ્રદેશમા હોવાનો મલત્ર પ્રાપ્ત થતો નથી કેમકે વિશેષ બરફ હોવાથી તેમ હોવું અંભવિત નથી. નદીયોનાં ગંગાદિક નામ દીધાં છે. તેથી પુર્વકલ્પમાં પણ તેજ નામ હશે એમ સૂચિત કર્યું જાય છે. નદીયોની અધિક સંખ્યાના વિષયમાં ૧-૨-૩૮ ઋચા ૧૪ માં ૯૯ નદીયો હોવાનું બતાવ્યું છે અને ૭-૮-૨૪ ઋચા ૩ અને ૮-૨-૧૬ ઋચા ૧૨ માં ૭ નદીયો મુખ્ય છે એમ લખે છે, અને ૮-૨-૭ ઋચા ૮ માં ૨૧ નદીઓ હોવાનું લખ્યું છે. અને ૮-૬-૩ ઋચા ૧ અને ૫ માં પ્રધાન તો ૭ જ છે એમ નામ-નિર્દેશ કરી દેખાડયું છે. અને ૮-૩-૭ ઋચા ૮ માં ઉર્ણાવતી નદી કહી છે, જેના તીર ઉપર ઊર્ણાયમાન રોમવાળાં પશુ થાય છે એમ પણ લખ્યું છે.

* (૪) અને મિ તિલક કહે છે કે કોઇ કાલમા હિમના અધિક પાતની મભાવના કરી મનુષ્યલોક પોતાની જાનમિલ્કત બચાવવા ઉપરથી નીચે અનુક્રમે આવ્યા. મિ. તિલકનું આ કથન છે કે તેવા હિમપાતનો સમય અમુક વર્ષોની અનન્તર આવે છે, એથી આ અનુમાન છે કે મનુષ્યસૃષ્ટિ ઉત્તરધ્રુવની નિકટ અમુક સહસ્ર કિંવા અમુક લક્ષ વર્ષોની પહેલા હતી. કિન્તુ એમ હોય તોપણ તે હેતુથી વેદોની રચના પણ તે સ્થાનમાં અને તે સમયમા હોતી જોઇએ એમ શાસ્ત્રવિરૂદ્ધ માનવાનું કારણ નથી. જ્યાંહાં પરમાત્માથી વેદોનો આવિર્ભાવ

માને છે. ત્યાં તે સ્થળનું તે પ્રકારનું વર્ણન વેદમાં ઉપલબ્ધ હોય તો કાંઈ આશ્ચર્ય નથી.

૫ વેદની અપૌરૂષતાને લીધે મન્ત્રોના દૃષ્ટા ઋષિઓ પણ ગૌણ હતા તે વિષયપર માધવાચાર્યે લખ્યું છે તેથી પણ સમર્થન છે—

" यस्य सूक्तस्य द्रष्टा तदीय ऋषिः । वेदप्राप्त्यर्थं तपोऽनुष्ठितः पुरुषान्स्वयमूर्ध्वंस्वरूपः प्राप्नोत् । तथा च श्रूयते–अजान्ह वै पृश्नींस्तपस्यमानान्ब्रह्म स्वयम्भ्वभ्यानर्षत्त-दृषयोऽभवन्निति । तथा अतीन्द्रियस्य वेदस्य परमेश्वरानुग्रहेण प्रथमतो दर्शनात्स्पष्टत्वमित्यभिप्रेत्य स्मर्यते युगा-न्तेऽन्तर्हितान्वेदान्सेतिहासान्महर्षयः । लेभिरे तपसा पूर्वमनुज्ञाताः स्वयम्भुवेति ॥ "

અષ્ટક ૧-૧-૧ અનુક્રમણિકા.

૬ વૈદિકમુનિ હરિપ્રસાદકૃત વેદસર્વસ્વમાં વેદના આવિર્ભાવ અને વિભાગના વિષયમાં લખ્યું છે કે:—

" મનુષ્યસૃષ્ટિના આરંભમાં મનુષ્યમાત્રને માટે ઇશ્વરની અપાર દયાથી ઋષિયોના હૃદયમાં જે જ્ઞાનનો પ્રકાશ થયો તે જ્ઞાન ત્યાં વેદ શબ્દનો યથેષ્ઠ અર્થ વિવક્ષિત છે. તે જે આનુપૂર્વી–

---

* ઉપરના પેરેગ્રાફ ૪ મા " વેદ અપૌરૂષેય છે " આ સિદ્ધાંતની વિરૂદ્ધ લોકમાન્ય તિલકનો અભિપ્રાય અને તેની પુષ્ટિમાં દૃષ્ટાંત દીધા છે તે બતાવ્યા છે. આ વિષય તેના Arctic Home નામના પુસ્તકના પૃષ્ઠ ૪૫ મા છપાયું છે. આ વરેહ અધિક હિમપાતની વજેહથી મનુષ્ય ઉત્તરધ્રુવના નિકટ પ્રદેશમાં રહેતા હતા ત્યાંથી નીચે આવ્યા તેનો સમય ઇ. સ. પૂ. દશહજાર વર્ષ પહેલાનો મિ. તિલક મુકરર કરે છે. (પૃષ્ઠ ૪૨૭) અને કોઇ મહર્ષિ ઇ. સ. પૂ. બે અથવા ૪ અબ્જ વર્ષ પહેલાં હોવાનો કહે છે. ( પૃષ્ઠ ૪૧૨ ).

વિશેષયુક્ત શબ્દવિશેષથી મનુષ્યમાત્રમાં ફેલાઇ ગયું છે, તેને " वाक् " કહે છે. ( પૃષ્ઠ ૪. )

આ વાઙ્મયમન્ત્રના ત્રણ વિભાગ કર્યા છે. તેની પ્રતિપાદક શ્રુતિ આ છે "–सा वा एषा वाक् त्रेधा विहिता, ऋचो यजूंषि सामानि ।"

તે મંત્રોનું નામ ઋચા છે, જેમાં અર્થવશ પાદોની વ્યવસ્થા છે, અર્થાત્ જે મન્ત્રોમાં અર્થ અધૂરો ન રહે, પૂરો કહ્યો જાય, તે પ્રકારના અર્થબન્ધનને લઇ ' એક એક પાદમાં આટલા ૨ અક્ષર હોય, ન્યૂન વા અધિક ન હોય, તે પ્રકારે પાદોની મર્યાદા છે, તેને ઋચા કહે છે. " गीतिषु सामाख्या " ( मी. २–१–३६. ) જે મન્ત્ર ગાયો જાય છે તેની સંજ્ઞા સામ છે. "शेषे यजुः शब्दः" ( मी. २–१–३७. ) ઋચા અને સામથી શેષમન્ત્ર યજુઃશબ્દ વડે કહ્યો જાય છે. ( પૃષ્ઠ ૧૧. )

જે મંત્રોને ઋચા નામથી કહ્યા ગયા છે, તે અવાન્તરભેદથી બે પ્રકારના છે, એક તે, જેનો યજ્ઞાદિક કર્મોમાં કથંચિત્ ઉપયોગ છે. બીજો તે–જેનો યજ્ઞાદિ કર્મમાં કથંચિત્ પણ ઉપયોગ નથી, કિન્તુ ભૈષજ્ય તથા રાજનીતિ આદિ અનેક સર્વજન–સાધારણ લૌકિક વિષયોનું પ્રતિપાદન કરે છે. આ બીજા પ્રકારના મન્ત્રોની સંજ્ઞા " अथर्वाङ्गिरस " છે.

૭ ઋગ્વેદમાં આઠ અષ્ટક છે, ૧૦ મંડલ છે, ૬૪ અધ્યાય છે, ૧૦૧૭ સૂક્ત છે, ૨૦૦૬ વર્ગ છે, અને ઋચાઓ ૧૦૪૭૨ ( પરિશિષ્ટ વર્જિત ) છે, આ પ્રકારે ઋગ્વેદનું ' बहृच ' એવું નામ યથાર્થ છે.

૮ વેદોમાં કર્મ, ઉપાસના અને જ્ઞાન આ ત્રણ કાંડોનો સમાવેશ થાય છે, યજુર્વેદમાં જોઇએ છીએ તો ચાલીસમા અન્તિમ અધ્યાયમાં ઇશાવાસ્ય ઉપનિષદ્નોજ ભાગ પ્રાપ્ત થાય છે, ઋગ્વેદનાં

અન્તિમ અષ્ટમ અષ્ટકમાં વેદાંતભાગજ અધિકરૂપથી ઉપલબ્ધ થાય છે, કિન્તુ તેથી અન્તિમ ભાગમાંજ અધ્યાત્મ વિષય હોવો જોઇયે એમ કહી શકતા નથી. પહેલા અષ્ટકોમાં પણ વેદાન્તવિષય અનેક ઋચાઓમાં માલમ પડે છે. જ્ઞાનભાગ અથવા વેદાન્તને વેદનો શિરોભાગ કહ્યો જાય છે, આથી વેદના અન્તભાગમાંજ તે વિષય હોવો જોઇયે એવો સંકુચિત અર્થ પ્રકારણ નથી, વેદની કાંડત્રયીમાં અધ્યાત્મવિષય અપ્રતિમસ્થલક હોવાથી શિરોભાગ કહેતા હોય તો અનુચિત નથી.

૯ ઋગ્વેદના અન્તર્ગત વિષયોની તલાશની પહેલાં આ વિષય અવશ્ય ધ્યાનગોચર કરવો જોઇયે, તે એ કે પૂર્વોક્ત પ્રકારે વેદ પરમેશ્વરના નિશ્વાસરૂપજ છે, મનુષ્યની કૃતિ નથી. આ વિષયમાં શાસ્ત્રોનાં વચનો પર અચલ શ્રદ્ધા હોવી જોઇયે, અને વેદમાં એવા વિષય, એવાં નામ, અને એવા ઇતિહાસોની ગાથા ઉપલબ્ધ થાય છે કે જેથી સાધારણ લોકોને વેદની અર્વાચીનતાનો ભ્રમ થઇ જાય છે. વિશેષમાં જનતામાં વિદ્યાના અધિક પ્રચારથી અને સુધારણામાં પ્રગતિના કારણે તે નામાદિકનો ઉપયોગ સંભવિત છે તેને લીધે વેદ પરમેશ્વરના નિશ્વાસરૂપ ન હોઇ આધુનિક છે એવી શંકા નિરવકાશ જ છે, તે નિમ્નપ્રદર્શિત વિષયથી સ્ફુટ થશે.

૧૦ ઋગ્વેદમાં આ વિષયનો નિર્ણય પ્રાપ્ત થાય છે, અને તે અષ્ટક ૮–૮–૪૮ ની તૃતીય ઋચામાં સ્ફુટ છે, તેમાં "**यथापूर्वम कल्पयत्**" એવા શબ્દ છે. સાયણાચાર્ય તે પર ભાષ્યના રૂપથી લખે છે કે "**यथापूर्वं पूर्वस्मिन्काले अकल्पयत् सृष्टवान् तथैवागामिन्यपि कल्पे कल्पयिष्यतीत्यर्थः**" ॥ વ્યાસસૂત્રોમાં પણ આ વિષયની ચર્ચા છે, તે તેના ઉપરના શાંકરભાષ્યથી વિશદીકરણ થાય છે. દેવતાઓને બ્રહ્મજ્ઞાનનો અધિકાર છે કે નહિ તે

વિષયમાં સંશય હોવા બાદ નિરાકરણ અર્થે વેદની નિત્યતાસિદ્ધિના પ્રસંગમાં સૂત્ર ૧-૩-૨૮ માં તે વિષયને સ્પષ્ટ કર્યો છે. ત્યાં એવો સિદ્ધાન્ત પ્રદર્શિત કર્યો છે કે—નામ અને રૂપ અથવા આકાર સર્વદા જે સનાતન અથવા અનાદિ છે તેજ નામરૂપને ચિત્તમાં યાદ કરીને સૃષ્ટિની ઉત્પત્તિ પ્રત્યેક કલ્પમાં ઇશ્વર કરે છે, " अनादिनिधना नित्या वागुत्सृष्टा स्वयम्भुवा । आदौ वेदमयी दिव्या यतः सर्वाः प्रवृत्तयः ॥ " સૂત્ર ૧-૩-૩૦ માં તે વિષય છે, ત્યાં પણ એવા શબ્દ છે કે 'समाननामरूपत्वाच्चाऽऽवृत्तावप्यविरोधो दर्शनात्स्मृतेश्च " આ સૂત્રની " ब्रह्मामृतवर्षिणी " નામક ( ૧-૩-૩૦ સૂત્રની ) ટીકામાં મહાભારતમાંનો શ્લોક પ્રમાણ રૂપથી દીધો છે " यथर्तुष्वृतुलिङ्गानि नानारूपाणि पर्यये । दृश्यन्ते तानि तान्येव तथाभावा युगादिषु ॥ ऋषीणां नामधेयानि याश्च वेदेषु दृष्टयः । शर्वर्यन्ते प्रसूतानां तान्येवैभ्यो ददात्यजः ॥ " ભગવાન્ ભાષ્યકાર પણ ૧-૩-૨૮ સૂત્રના ભાષ્યમાં લખે છે કે, " नामरूपं च भूतानां कर्मणां च प्रवर्तनम् । वेदशब्देभ्य एवादौ निर्ममे स महेश्वरः ॥ " આ સર્વ પ્રમાણોથી સ્પષ્ટ અવગમ થશે કે વેદમાં નામ, આકાર ઇત્યાદિક સર્વ પ્રત્યેક કલ્પથી તેના તેજ ચાલ્યા આવી રહ્યા છે, આથી વેદને આધુનિક કિંવા મનુષ્યોની કૃતિ કહેવાનો અવકાશ નથી

૧૧ પૂર્વોક્ત પ્રકારથી સ્પષ્ટરૂપે અધ્યાત્મવિદ્યા કેટલીક ઋચામાં પ્રાપ્ત થાય છે. પરન્તુ બીજા પ્રકારથી પ્રાય અધિકરૂપે દેવતાઓને પરમેશ્વરસ્વરૂપથી વર્જિત કર્યા છે, એટલુ જ નહી કિન્તુ કોઇએક પ્રસગે કોઇએક પદાર્થોને દેવતા રૂપે કહ્યા છે અને તે પદ્ધતિથી ગૂઢરૂપે તો સકલ દૃશ્ય પરમાત્મસ્વરૂપ જ છે એમ વેદનો હાર્દ પ્રાપ્ત થાય છે એમ કહેવામાં અતિશયોક્તિ નહી માની

જાય. તે બાદ અજાતવાદની તરફ, કિંવા વિવર્તવાદની તરફ અથવા લયચિન્તનની તરફ પ્રત્યેક દશ્યોના મૂલકારણમાં લય ( ચિન્તન ) કરવાથી તે દશ્ય પરમાત્મસ્વરૂપ જ છે એમ ભાન ઉપલબ્ધ થાય છે. તે પ્રકારે જે પુરૂષ જેવો અધિકારી હોય તે પોતાની અનુકૂલતા અનુસાર તે પ્રક્રિયાને ગ્રહણ કરે એવા હેતુથી ભિન્નભિન્ન પ્રકાર આત્મજ્ઞાનાર્થ પ્રદર્શિત કર્યાં હોય એમ માલમ થાય છે.

૧૨ આ અન્તિમ વિષયને સમગ્ર રૂપથી ખ્યાલમાં રાખીને સાયણાચાર્યના ભાષ્ય પરથી તેવી ક્રિયા જે જે ઋચામાં દેખાય છે તેનેતે અલગઅલગ તારણ કરીને "ઋગ્વેદતત્ત્વ" અથવા "વેદમાં વેદાન્ત" નામક આ પુસ્તકમાં પ્રદર્શન કરવાને યથાશક્તિ પ્રયાસ કર્યો ગયો છે.

૧૩ પૂર્વોક્ત ક્રમાનુસાર સર્વ મળી ઋગ્વેદમાં ૧૦૪૭૨ ઋચાઓ છે. વેદના અલગ અલગ પ્રસંગથી સાત વિભાગ નિમ્નપ્રદર્શિત વ્યવસ્થિત કર્યા છેઃ—

૧ શુદ્ધ વેદાન્ત કિંવા અધ્યાત્મવિદ્યામાં જે ઋચાઓનો અર્થ અમને સ્પષ્ટરીતિથી અવગત થયો છે તેવી ઋચાઓ.

૨ તેતે દેવતાઓનો ઉદ્દેશ કરીને કેટલાકને પરમાત્મા, અન્તર્યામી, નિયામક, વ્યાપક, ઇત્યાદિ રૂપથી જેમાં વર્ણન કર્યું છે એવી ઋચાઓ.

૩ મનુષ્યમાંથી તપ અને મંત્રના પ્રભાવથી જે લોક દેવત્વને પામ્યા છે તે વિષયોને બતાવવા વાળી ઋચાઓ.

૪ દેવતાઓની શક્તિ કિંવા પરાક્રમ બતાડનારી ઋચાઓ.

૫ વૈદિક મંત્રોનું જપથી અથવા પ્રકારાન્તરથી યથાવિધિ અનુષ્ઠાન કરવાથી પ્રાપ્ત હોવાવાળા પ્રભાવને બતાડવાવાળી ઋચાઓ.

૬ પુરાણોમાં કહેલ અવતારસરખા પ્રસંગોને બતાડવાવાળી ઋચાઓ.

૭ વ્યાવહારિક વિષયોને બતાડવા વાળી ઋચાઓ. પૂર્વોક્ત વિભાગોમાં કોઇ કોઇ રીતિથી પ્રસંગ અથવા વિષય પ્રદર્શિત કર્યો છે તે નિમ્નભાગમાં પ્રદર્શિત કર્યો છે.

૧૪ પ્રથમ વિભાગમાં અધ્યાત્મતત્ત્વ અને તેને ઉપલબ્ધ કરવાના ઉપાય અને જ્ઞાનનો પ્રભાવ બતાડયો છે. પારમાર્થિક તત્ત્વને ઉપલબ્ધ કરવાને ઉત્સુક મુમુક્ષુજનોના અજ્ઞાનની નિવૃત્તિદ્વારા કામક્રોધાદિક વિકારોને નિર્મૂલ કરવાના અર્થે ચિત્તશુદ્ધિ સંપાદનાર્થે નિષ્કામ કર્મ કરવાની અત્યન્ત આવશ્યકતા છે, તે વિષય સંબંધમાં ૨–૨–૭ ઋચા ૧૨માં નિષ્કામ યજ્ઞયાગાદિ કર્મ ચિત્તશુદ્ધિની દ્વારા નિરતિશયાનંદરૂપ બ્રહ્મપ્રાપ્તિમાં સહાયક હોવાથી સંસાર સાગર ઉતરવાના સાધનરૂપે કહ્યાં ગયાં છે. કિંવા તેનું નૌકારૂપથી સામર્થ્ય પ્રદર્શિત કર્યું છે. ઋચા ૧ અને ૫, ૨–૨–૨૪ માં "વિષ્ણુ" શબ્દનો અર્થ સર્વતન્ત્ર સ્વતંત્ર અગાધ અને અચિન્ત્યશક્તિવાળો વ્યાપક પરબ્રહ્મ પરમાત્મા (અર્થરૂપથી) બતાવ્યો છે, અને તે તરેહ ૨–૩–૧૪ માં ઋચા ૧–૪–૫ માં પણ બ્રહ્મનું અચિન્ત્યશક્તિત્વ પ્રકટ કર્યું છે. અને બ્રહ્મ કોઇનું જ્ઞેય ( જ્ઞાનવિષયીભૂત ) નથી તે પણ નિર્દિષ્ટ કર્યું ગયું છે. ઋચા ૧૬, ૨–૩–૧૭ માં સ્ત્રીપુરૂષાદિક સંજ્ઞા ( નામ )ને નિરવકાશત્વ–પ્રદર્શનસહિત સંપૂર્ણ તે જગત્ બ્રહ્મ સ્વરૂપજ છે એમ નિર્ણીત કર્યું છે. તે બાદ ઋચા ૨૦ અને વર્ગ ૧૮ ની ઋચા ૨૧–૨૨ માં જીવાત્મા અને પરમાત્માનો વાસ્તવિક અભેદ સ્પષ્ટ કહ્યો ગયો છે. ( આ ત્રણે ઋચાસહિત ૧૬૪ સૂક્ત ૨–૩–૨૩ પર્યંત વામન--સૂક્ત કહ્યું જાય છે. ) આ સર્વ અથર્વવેદ ૯ કાણ્ડના ૪ તથા ૫ અનુવાદની અંતર્ગત છે, તેમાં થોડોક વિશેષ છે. ઋચા ૩૦, ૨–૩–૧૯ માં વૈરાગ્ય પ્રાપ્ત કરવાને માટે શરીરની

અસારતા અને ક્ષણિકતા બતાડીને તદન્તઃપ્રતીયમાન જીવાત્માને નિત્ય નિરૂપિત કર્યો છે. અને ૨૦ વર્ગની ૩૨ ઋચામાં ગર્ભવાસના અમત્ય ક્લેશથી બચવા માટે આત્મજ્ઞાનની આવશ્યકતા સિદ્ધ કહી ગઇ છે. આ સર્વપ્રકાર, નિષ્કામ કર્મોથી ચિત્તશુદ્ધિ થયા બાદ વિરક્તિ થવાથી સાધનચતુષ્ટય સંપાદન કરીને બ્રહ્મના અપરોક્ષ વિજ્ઞાનમા પૂર્ણ ઉપકારક બતાડયો ગયો છે.

૧૫ આ પ્રકારે થયા બાદ સાધનચતુષ્ટય સંપાદન થઇને સાક્ષાદપરોક્ષ પરબ્રહ્મના સ્વરૂપનું ૨–૩–૨૧ ઋચા ૩૬ થી ૩૯ સુધી પ્રદર્શન કર્યું ગયું છે અને તે અપરોક્ષ જ્ઞાન અવશ્ય હોવું જોઇયે એમ સ્ફુટ કર્યું ગયું છે. અને ઋચા ૪૬ અષ્ટક ૨–૩–૨૨મા પરમાત્મા એક હોવા છતાં ઉપાધિના ભેદથી ભિન્નતયા પ્રતીત થાય છે એમ કહ્યુ છે અને તેની અનન્તર અધ્યારોપ અને અપવાદની પ્રક્રિયા બતાડીને જ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ બતાડવા માટે સમગ્ર ભૂત–ભૌતિક જગત્ પરાત્માથી જ ઉત્પન્ન થયું છે એમ ૨–૫–૨ ઋચા ૧ માં નિદર્શિત કર્યું ગયું છે અને દ્યાવાપૃથિવીનું કારણ કોણ છે અને દ્યાવાપૃથિવીમાંથી પહેલું કયું ઉત્પન્ન થયુ છે એવો પ્રશ્ન કરીને સમસ્ત સ્થાવર જંગમાત્મક પ્રપંચ પરમાત્મામા ઓત-પ્રોત છે એમ સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે.

૧૬ અષ્ટક ૩–૪–૧૦ ઋચા ૧૦ માં ગાયત્રીમંત્ર છે, સાય-ણાચાર્યે તે મંત્રનું શંકરભાષ્ય આપ્યું છે તેમા વ્યાહૃતિ અને અને શિરઃસહિત ગાયત્રીમંત્રના પ્રત્યેક પાદોનુ રહસ્ય પ્રકટ કર્યું છે. (તથાહિ) ' भूरिति सन्मात्रम् । ' લોકમાં જે કાંઇ સદ્રૂપથી અવ-સ્થિત છે તે ૐકારવાચ્ય બ્રહ્મજ છે. 'भुव इति चिद्रूपम्' પરમાત્મા સ્વયંપ્રકાશ હોવાથી સર્વને પ્રકાશિત કરે છે, એથી તે ચિદ્રૂપ છે, અને 'स्वरिति सुखस्वरूपम्' પરમાત્મા અખંડાનન્દરૂપ છે અથવા ભૂરાદિક ત્રણે વ્યાહૃતિયોથી પરબ્રહ્મ પરમાત્મા સચ્ચિદાનન્દરૂપ છે તે નિર્દિષ્ટ કર્યું ગયું છે. તે તરેહ ભૂરાદિલોક પણ ૐકારવાચ્ય બ્રહ્મરૂપજ છે.

પરમાત્મા વિના અન્ય કંઇ છેજ નહિ તે સમુદિત અર્થ વિશદ કર્યો ગયો છે. વ્યાહૃતિ અને શિરોભાગથી પણ સર્વાત્મક અખંડ અદ્વિતીય સચ્ચિદાનંદરૂપ અર્થ સમજાવ્યો ગયો છે. અથવા સર્વવ્યાપક, સર્વપ્રકાશક, સર્વોત્કૃષ્ટ, નિત્યમુક્ત, આત્મરૂપ સચ્ચિદાનંદાત્મક ઓંકારવાચ્ય જે બ્રહ્મ છે તે હું છું આ તાત્પર્ય સૂચિત કરી દીધો છે.

૧૭ અષ્ટક ૩-૫-૨૫ અને ૨૬ આ સૂક્ત ૧૮ માં છે તેમાં ઋચા ૧૩ છે. તેમાં વામદેવ ઋષિને ગર્ભસ્થનમાં પણ જ્ઞાન થઇ ગયું હતું તે વૃત્તાંત પ્રદર્શિત કર્યો છે. વામદેવ ઋષિને ગર્ભમાંથી જ્ઞાન હોવાના સબબ ગર્ભવાસનો અને યોનિદ્વારા બહાર આવવાનો તિરસ્કાર હોવાથી અથવા ગર્ભસ્થિતિ અને યોનિદ્વારા અપસરણ— આ નાપસંદ હોવાથી યોનિદ્વારા બહાર આવવું તેણે નામંજૂર કર્યું અને પોતાની માતા શચીદેવીનો પાર્શ્વભાગ ( કુક્ષિ ) વિદારણ કરીને બહાર આવવા તત્પર થયા. એમ હોવાથી તે શચીદેવીએ પોતાના પ્રાણત્રાણાર્થ ઇન્દ્રની માતા અદિતિનું ધ્યાન કર્યું, તે સમય અદિતિ પણ ઇન્દ્રને સાથમાં જ લઇને અહીંયા આવી પહોંચી કે જે આશ્રમમાં વામદેવજીની માતા શચીદેવી તકલીફ પામી રહી હતી. ત્યાં ઉપસ્થિત હોઇને ઇન્દ્ર અને અદિતિયે વામદેવજીને સમજાવ્યા અને તેનાં વચનોને મંજુર કરી વામદેવજી તે યોનિમાર્ગથી જ બહાર આવવાનું સ્વીકાર કરતા થયા. વામદેવજીનો તેથી અનન્તર દ્વિતીય જન્મ થયો નથી. તેના અપરોક્ષાનુભવનું મહાત્મ્ય આ (૩) અષ્ટકમાં અધ્યાય ૬ વર્ગ ૧૫ અને ૧૬ માં પ્રદર્શિત કર્યું ગયું છે અને વામદેવજીએ " अहं मनुरभवं सूर्यश्च " ઇત્યાદિક મંત્રોમાં પોતાનો સાર્વાત્મ્યભાવ પ્રકટિત કર્યો છે. ગર્ભમાંથી જ જન્માન્તરાનુષ્ઠિત સાધનોથી જ્ઞાન પ્રાપ્ત હોવા છતાં મહાત્માઓને પણ યોનિદ્વારાએ જ બહાર

આવનું પડે છે, તેવા અપરોક્ષજ્ઞાનવાળા મહાત્માપુરૂષ અવશિષ્ટ પ્રારબ્ધમાત્રના ઉપભોગ પર્યન્ત આ લોકમાં જીવન્મુક્તરૂપથી રહે છે તથાપિ તેનો બીજો જન્મ થતો જ નથી, આ તાત્પર્ય પણ તે અષ્ટકમાં બતાડી ગયો છે.

૧૮ અષ્ટક ૩–૭–૧૪ ની ૫ ઋચા આત્મિસ્વરૂપની પ્રત્યાયક માલમ થાય છે અને તે ઋચા ઇતર ઉદ્દેશથી પરબ્રહ્મનું સ્વરૂપકાર્ય નિરૂપણ કરે છે, અને તે મંત્ર કૃષ્ણયજુર્વેદીય કઠવલ્લી ઉપનિષદ્‌માં સુત્ર ૨–૨–૨ માં પણ છે.

૧૯ અષ્ટક ૪–૫–૧૧ ઋચા ૨ થી ૫ પર્યંતમાં પરમેશ્વરનું અત્યન્ત ગહનસ્વરૂપ કહ્યું છે અથવા, અપંચીકૃત પંચમહાભૂત અને પંચીકૃત મહાભૂતના કાર્ય સૂક્ષ્મ અને સ્થૂલ શરીર અને સકલ દૃશ્યવાળા સંસારમાં પણ પરમાત્મા વસ્ત્રોમા તંતુઓની માફક ઓતપ્રોત છે. પરન્તુ હરએક લોક તેને યથાર્થ સમજી શકતા નથી. જે કોઇનું અજ્ઞાનાત્મક આવરણ નષ્ટ થઇ ગયું છે તે સ્પષ્ટ સમજી શકે છે. અને તે અષ્ટક ૪–૭–૩૩ ઋચા ૧૮ માં ઇન્દ્રને પરમાત્મસ્વરૂપથી વર્ણિત કર્યો છે અને તેજ ઇન્દ્રશબ્દના લક્ષ્યાર્થ પરમાત્મા પોતાની માયા શક્તિથી પ્રત્યેક પ્રાણિમાત્રના અન્તઃકરણમાં પ્રતિબિંબ સ્વરૂપે ભિન્ન ભિન્ન સ્વરૂપથી ( સજ્ઞોને ) પ્રતીયમાન થાય છે તે શ્રુતિ " બૃહદારણ્યક ઉપનિષદ્ " ૨–૫–૧૯ માં પણ છે

૨૦ પરિપૂર્ણ જ્ઞાનવાળા વસિષ્ઠઋષિના દૃષ્ટાન્તથી જ્ઞાનનું મહત્વ અધિક રૂપથી પ્રાપ્ત થાય છે. અષ્ટક ૫–૩–૨૩ ઋચા ૮ થી ૧૦ પર્યન્ત અને વર્ગ ૨૪ ઋચા ૧૧ થી ૧૪ પર્યન્ત કોઇ પ્રબલ સંસ્કારના પ્રભાવથી વસિષ્ઠઋષિને જ્યારે ઉર્વશીના ઉદરમાં ગર્ભરૂપથી પ્રવિષ્ટ હોવાનો સંકલ્પ થયો ત્યારે વસિષ્ઠજીએ પોતાના

જ્યોતિઃસ્વરૂપનું કયા પ્રકારે અતિક્રમણ કર્યું છે તે વૃત્તાન્તની ચર્ચા કરી ગઇ છે.

૨૧ અષ્ટક ૬–૭–૧૬ સૂક્ત ૧ મંડલ ૯ થી પવમાનનો પ્રારંભ થાય છે. તે અષ્ટક ૭–૨–૧૮ પર્યન્ત છે. એકાદશી કિંવા જયન્તી અથવા મરણોન્મુખ પ્રાણિની સમક્ષ આ પવમાનનો પાઠ કરવાથી મહાન્ પુણ્ય થાય છે અને મરણોન્મુખ પ્રાણિની સદ્ગતિ થાય છે. આ પવમાનમાં કોઇએક દેવતાઓનો નામનિર્દેશ કર્યો છે. અને કોઇએકને પરમેશ્વર સ્વરૂપ કહ્યા છે.

૨૨ અષ્ટક ૭–૭–૧૬ ઋચા ૯ અને ૧૦ મા અને વર્ગ ૧૭ ની ઋચા ૧૧–૧૨–૧૩ માં અધ્યાત્મવિષયનું નિરૂપણ કર્યું ગયું છે તેમાં ઇન્દ્રને પરમેશ્વર સ્વરૂપે કહ્યા ગયા છે અને હૃદયાકાશમાં અન્તર્યામી સ્વરૂપ જે પ્રત્યક્ ચૈતન્ય ઉપલબ્ધ થઇ રહ્યું છે તે રૂપથી પણ પરમેશ્વરને નિરૂપિત કર્યા છે. અને સ્થાવર–જંગમાત્મક સમગ્ર દૃશ્યમંડિત આ જગતનો કર્તા પણ કહ્યો ગયો છે. સ્ત્રી સ્વરૂપે પણ તે પરમેશ્વર જ આવિર્ભૂત થયા છે એમ કહ્યું છે.

૨૩ અષ્ટક ૮–૨–૨૩ ઋચા ૧–૪ મા વેદનો આવિર્ભાવ કેવી તરેહ થયો તેના જ્ઞાનનું માહાત્મ્ય બૃહસ્પતિયે બતાડયું છે કે—

यज्ज्ञोति परमं ब्रह्म यद्योगात्समुपाश्नुते ।
तज्ज्ञानमभितुष्टाव सूक्तेनाथ बृहस्पति. ॥

અને ૮–૩–૧૬ ઋચા ૧ થી ૬ માં પરમાત્માએ પોતાની માયાશક્તિદ્વારા વિશ્વકર્મસ્વરૂપે જગન્નિર્માણ કયી તરેહ કર્યું ? પહેલાં શું હતું ? પ્રલયકાલમા શું હતું ? અને આ જગત્ દૃશ્ય–કોટિમાં કેમ આવ્યું ? અને પરમેશ્વરે જગતમા પ્રવેશ કયી તરેહ કર્યો ? કિંવા ચૈતન્યરૂપથી કેવી રીતે તે સ્ફુરિત થયા ? આ સર્વે વૃત્તાન્ત વિસ્તારથી વિશદ કર્યો ગયો છે. અને સૃષ્ટિના પ્રારં-

ભમાં કયા પદાર્થની સહાયતા લઇકરીને જગતની રચના કરી ? કેમકે જેમ કુંભકાર ઘડો બનાવવામાં દંડ, ચક્ર, ચીવર, મૃતિકા, જલ ઇત્યાદિક પદાર્થોની મદદ લીધા વિના કાર્યારંભ કરી શકતો નથી, તેજ રીતે પરમાત્માએ કયા કયા પદાર્થોની મદદ લઇને રચના કરી ? ઇત્યાદિક વિષયોમાં પરમેશ્વરની અચિન્ત્ય શક્તિનું પરિણામ અને તેનો મહિમાજ છે એવો ઉત્તર દેવાઇ ગયો છે અને વિશેષરૂપેં આ શું ગયું છે કે પરમેશ્વરને જગન્નિર્માણ કરવામાં કોઇ પદાર્થની સહાયતા લેવી પડી નહી. તેજ ખુદ તત્સ્વરૂપથી પ્રતીત થાય છે. સૃષ્ટિમા સર્વેને ચક્ષુ, મુખ, બાહુ, ચરણ ઇત્યાદિક સર્વેય છે. અને તે પણ કહ્યું છે કે એક મકાન બનાવવામાં શિલ્પી જંગલમાંથી મોટાં મોટાં કાષ્ટ કાપી કરીને પરિમાણાનુમાર તેને દુરસ્ત બનાવો કરીને મકાનના ઉપયોગમાં લાવે છે તેમ આ વિશ્વ-ભવનને બનાવવામાં ઉપયુક્ત સાધનસાગ્રી તે પરમાત્મા કયાંથી લાવ્યા હશે ? એવો પ્રશ્ન કરીને તેનો ઉત્તર પણ દીધો ગયો છે કે બ્રહ્મ જ બ્રહ્મરૂપ જંગલમાંથી સમગ્ર સાધનસામગ્રી પોતાની શક્તિદ્વારા લઇ કરીને વિશ્વાત્મક ભવનને રચ્યું છે એમ પ્રતીત થાય છે. પરમેશ્વર એકજ હતા છતાં તેણે કયા પ્રકારેં વિવિધ શરીરાત્મક ભુવનોને રચ્યાં આ પ્રશ્ન કરી રહેતો નથી. તેજ પરમેશ્વરની અચિન્ત્યશક્તિ છે, તે અધ્યાયના ૧૭ વર્ગની ૨ ઋચામાં પ્રાણિમાત્રનાં શુભાશુભ કર્મોનાં ફલોને દેવાવાળો પણ તેજ વિશ્વકર્માના લક્ષ્યભૂત પરમાત્મા છે એમ કહ્યું છે.

૨૪ પુરૂષસૂક્ત ૮-૪-૧૭ અને ૧૮ અને ૧૯ વર્ગમા છે તેની ૧૬ ઋચાઓ છે, તેજ પુરૂષસૂક્ત યજુર્વેદ અને અથર્વવેદમા પણ કાંઇક ન્યૂનાધિકરૂપથી પ્રદર્શિત કર્યું ગયું છે વેદાર્થનું ગૌરવ અને રહસ્યને યથાર્થ ન સમજી કઇએક લોક આ પુરૂષસૂક્તના ઉપરથી " નરમેધ (पुरुषयज्ञ) "ની કલ્પના કરીને વેદને દૂષિત

કરે છે. કિન્તુ, સાયનાચાર્યે આ વિષયને બહુજ સ્પષ્ટ કર્યો છે એમ ભાષ્યથી પ્રાપ્ત થાય છે. આ પુરુષસૂક્તનીદ્વારા વેદ પરમાત્માનું વ્યાપકત્ત્વ નિરૂપણ કરે છે. તે " ઋગ્વેદતત્ત્વ " પુસ્તકના પૃષ્ટ ૭૬ થી ૮૫ પર્યન્ત દેખવાથી અવગંત થશે.

પુરુષસૂક્તમાં નરમેધનું પ્રતિપાદન કરે છે તે મન્તવ્ય બીલકુલ નિર્મૂલ છે. એકજ પરમાત્મા મર્વવ્યાપક છે અને તેને આધીન રહેનારી માયાની વજહથી આધ્યાસિક જગત્ અનુભૂયમાન થઇ રહ્યુ છે, અને તે માયાની વજહથી જગત્ ફરી લીન થાય છે. ઇત્યાદિ તે પુરુષસૂક્તમાં પ્રતિપાદન કર્યું છે. અને યજ્ઞ, હવિષ્ય, અધ્વર્યુ, સમિધ્પ્રભૃતિ સકલસામગ્રી તથા યજમાન આ સર્વ પરમાત્મસ્વરૂપજ છે અને અન્ય કાંઇ છેજ નહી એમ પુરુષસૂક્તનો અભિપ્રાય પ્રાપ્ત થાય છે. પુરુષસૂક્તોક્ત સૃષ્ટિક્રમમાં સંદિગ્ધ વિષય પ્રાપ્ત થાય છે, અથવા તૈત્તિરિય ઉપનિષદ્‌માં પ્રથમ પંચમહાભૂતોની ઉત્પત્તિ હોતા બાદ તે ભૂતોમાંથી જગત્‌ની સૃષ્ટિ બતાડેલી છે, અને છાન્દોગ્ય ઉપનિષદ્‌માં કેવળ ત્રણ ભૂતોની અથવા તેજ, જળ, અન્ન ( પૃથ્વી )ની ઉત્પત્તિ કહી ગઇ છે. અને ઐતરિય ઉપનિષદ્‌માં જૂદોજ પ્રકાર બતાડી ગયો છે આ સર્વ વિષયોમા શ્રી વ્યાસ ભગવાન્ અને જગદ્‌ગુરૂ આદ્યશંકરાચાર્ય વેદાન્તસૂત્રમાં એવો નિર્ણય કરે છે કે તે ઉપનિષદોની શ્રુતિઓનો ઉદ્દેશ સૃષ્ટિને બનાડવાનો નહી હતો કિન્તુ બ્રહ્મવિદ્યાનો બોધ કરવા માટે અને જગત્‌ની અસારતા અને ક્ષણિકતા પ્રદર્શિત કરવા માટે માત્ર કલ્પના કરી ગઇ છે. ભગવાનશ્રી શંકરાચાર્યજી ૨-૧-૩૩ સૂત્રના ભાષ્યમાં લખે છે કે "न चेयं परमार्थविषया सृष्टिश्रुतिः अविद्याकल्पित नामरूपव्यवहारगोचरत्वात् । ब्रह्मात्मभावप्रतिपादन परत्वाच्च, इत्येतदपि न विस्मर्तव्यम् " આથી એમ સિદ્ધ થાય છે કે સૃષ્ટિક્રમ જે કાલમાં એવો અનુકુળ થયો તેવો આગળ

પ'ચ્છળ વ્યુત્ક્રમથી પણ બતાડી ગયો છે. આ કેવળ અધ્યારોપ કરીને અપવાદ દ્વારા જ્ઞાન પ્રાપ્તિના અર્થે જ છે. આથી સૃષ્ટિપ્રકારના વ્યુત્ક્રમમાં લક્ષ્ય દેવાની આવશ્યકતા નથી. ( વેદાન્ત સૂત્ર ૧-૪-૧૪ તથા ૧૫ જુઓ. )

૨૫. અષ્ટમ અષ્ટકના સપ્તમ અધ્યાયમાં બહુવર્ગોમાં અધ્યાત્મ વિષય ઉપલબ્ધ થાય છે. પ્રથમવર્ગમાં પરમાત્મા જ માયાદ્વારા જગત્નું કારણ છે એમ પ્રતિપાદન કર્યું છે. તે તરફથી ૧૧ અને ૧૨ વર્ગમાં " अंभृणमहर्षि "ની દુહિતા ( પુત્રી ; " वाग् "નામા બ્રહ્મવિજ્ઞાનવાળી પોતાના આત્માને ઉદ્દેશ કરીને, પરબ્રહ્મસ્વરૂપતા ભિન્નભિન્ન પ્રકારથી પ્રકટ કરે છે, અથવા સકળદેવતારૂપ હું જ છું, સોમ પણ હું જ છું. સર્વ લોક મારી જ સત્તાથી અન્નપ્રાશન કરે છે, મારી જ સત્તાથી લોકોની ચક્ષુરાદિ ઇન્દ્રિયો પોત પોતાના વ્યાપારમાં તત્પર થઇ શકે છે. શ્વાસોચ્છ્વાસનું પણ કારણ હું જ છું. સચરાચર વિશ્વનું ગૂઢ કારણ હું જ છું. રક્ષિતવ્યની રક્ષા હું જ કરું છું. બ્રહ્મદેવને જગતનો સ્રષ્ટા હું જ બનાવું છું અને ઋષિઓની અતીન્દ્રિય-દર્શિતા હું જ બક્ષીસ કરું છું. બુદ્ધિમત્તા પણ મારા તરફથી જ દીધી જાય છે. સર્વાન્તર્યામિતયા પ્રવિષ્ટ થઇ કરીને સર્વત્ર હું જ રહુંછું. મહાદેવજીને ત્રિપુરાસુરના વિજયપ્રસંગમાં ધનુષ્બાણ મેં જ સજ્જ કરી દીધાં છે. પંચમહાભૂતોને પોતપોતાના કાર્યમાં તત્પર હું જ કરું છું, ઇત્યાદિક સાર્વાત્મ્યભાવને એ અંભૃણઋષિની પુત્રી " वाग्देवी " પ્રકટ કરીને વિજ્ઞાનશક્તિથી લભ્યમાન સર્વશક્તિમત્ત્વ અને સર્વજ્ઞત્વને વિશદ કરે છે.

૨૬. આ ( અષ્ટમ ) અધ્યાયમાં ( ૮-૭-૧૭ ) માં " नासदासीत् " નામક સૂક્ત છે. જેને 'નાસદીય' ( ૧૨૯ )

સૂક્ત કહે છે. વેદાન્ત પ્રક્રિયાથી સોપાધિક ( માયાશબલિત ) બ્રહ્મના સ્વરૂપનું પ્રવચન કરીને ભેદાભાસ–પ્રત્યાયક વાક્યોથી બ્રહ્મની શક્તિ, સત્તા અને સ્ફૂર્તિ આ બતાડી દીધાં અથવા વેદાન્તશાસ્ત્રના પ્રધાન પ્રકરણાનુસાર અધ્યારોપ કરીને હવે અગ્રિમ વિષયોથી અધ્યારોપિત પદાર્થોનો અપવાદ નિરૂપિત કરે છે. મતલબ એ છે કે બ્રહ્મસ્વરૂપ યદ્યપિ મન અને વાણીનું અવિષય છે તેને લીધે આ બ્રહ્મસ્વરૂપના અધિગમના માટે શબ્દની પ્રવૃત્તિ કરવી ઉચિત નથી, તથાપિ વાચિકપ્રવૃત્તિ વિના સમજમાં આવવું અશક્ય હોવાથી તે સ્વરૂપ વાચિક પ્રવૃત્તિનું અગોચર હોવાથી પ્રથમ અધ્યારોપની કલ્પના કરીને તે અધ્યારોપની પહેલાં તે સ્વરૂપ કયી હાલતમાં હતું અને માયાદ્વારા અધ્યારોપ કલ્પિત કર્યા બાદ તે કેવી તરહ પ્રતીત થાય છે, અને જો તે અધ્યારોપિતનો અપવાદ કરી દીધો જાય તો અવશિષ્ટ કયું તથા કેવું રહે છે તે સર્વ વર્ણન કરે છે.

આ સૂક્તમાં સૃષ્ટિના આવિર્ભાવની પહેલાં અથવા મહાપ્રલય કાલમાં જે જગત્‌નું મૂળ કારણ હતું તે શશશૃંગની તરેહ અત્યન્ત અસત્ થઇ શકતું નથી. અને આત્મતુલ્ય અબાધિત સદ્રૂપ પણ તે મૂળ કારણ નહોતું, અને ભૂરાદિ લોક પંચમહાભૂત, ભોક્તા, ભોગ્ય, મૃત્યુ, અમૃત, દિનરાતના નિમિત્ત સૂર્યચન્દ્ર, તન્નિમિત્તક માસઋતુનો સમષ્ટિરૂપ કાલ વગેરે નામરૂપાત્મક પ્રપંચ હતો જ નહી, કિન્તુ સકલ સિદ્ધાન્તસિદ્ધ પારમાર્થિક સત્ય બ્રહ્મતત્ત્વ જ હતું. વર્તમાન કાલમાં પરિદૃશ્યમાન જગત્ સૃષ્ટિનાં પૂર્વ કાલમાં હતું નહી. ( પૂર્વ પક્ષ ) જ્યારે આ દૃશ્યમાન જગત્ તે કાલમાં નહોતું તો તેની ઉત્પત્તિ કયા પ્રકારથી થઇ ? ( સિદ્ધાન્ત ) સૃષ્ટિના પૂર્વકાલમાં આ જગત્ ભાવરૂપ અજ્ઞાનથી આચ્છાદિત હતું, જે અજ્ઞાનને "માયા" પણ કહે છે. જ્યારે આ માયાથી " નામ " " રૂપ "નો આવિર્ભાવ થયો ત્યારે તેનો ઉત્પત્તિ શબ્દથી વ્યવહાર કર્યો ગયો છે. આની

પછીની ઋચાઓમાં પ્રપંચોત્પત્તિનો પ્રકાર પ્રદર્શિત કર્યો છે. આ પ્રકારે જ્યારે શુદ્ધ બ્રહ્મની સિવાય કાંઇપણ પ્રથમ નહોતું ત્યારે અધ્યારોપ દ્વારા સૃષ્ટિના પ્રાદુર્ભાવનો પ્રકાર કહ્યો ગયો છે. તેવી આ સૃષ્ટિ ક્યાંથી ઉત્પન્ન થઇ અને કોણે કરી તે યથાર્થ સમજવું દેવોને પણ દુર્લભ છે. કેમકે જે કાલમાં સૃષ્ટિનો આરંભ થયો તે સમયમાં કોઇ દેવાદિક હતાજ નહીં.

૨૭. આ અધ્યાયના ૨૩ વર્ગમાં કઠવલ્લીની આખ્યાયિકા કહી છે જેમાં યમરાજ અને નચિકેતાનો સંવાદ બીજરૂપથી પ્રદર્શિત કર્યો છે. નચિકેતા પોતાના પિતાજીની આજ્ઞાથી યમરાજની પાસે ગયા છે અને તેણે યમરાજને સંતુષ્ટ કરી તેના પાસેથી ત્રણ વરદાન પ્રાપ્ત કર્યાં છે તે મધ્યે અન્તિમ વરદાનથી બ્રહ્મવિદ્યાની યાચ્ના કરી છે. તે બ્રહ્મવિદ્યા ન દેવા માટે અને નચિકેતા તે બ્રહ્મવિદ્યાનો અધિકારી છે કે નહી તે વૃત્તાન્ત અવગત કરવા માટે યમરાજે દીર્ઘાયુષ્ય, દિવ્યભોગ, વગેરે પદાર્થોથી બહુપ્રકારે પ્રલોભન કર્યું; પરંતુ જ્યારે નચિકેતાએ વાસ્તવિક વૈરાગ્ય પ્રદર્શન કરીને ભોગોપર્શત બતાઊ ત્યારે યમરાજે બ્રહ્મવિદ્યાનો બોધ કર્યો. આ સર્વે કઠ-વલ્લી-યજુર્વેદીય ઉપનિષદમાં છે. અને તે આ જગો ( ૨૩ વર્ગમાં ) પણ કહ્યું મળે છે.

૨૮. અષ્ટમ અધ્યાયના ૩૫ વર્ગની પ્રથમ અને દ્વિતીય ઋચામાં જીવાત્મા અને પરમાત્માનો અભેદ આહિત સંસ્કાર હોવાથી અન્તર્મુખ મનથી અવગત થઇ શકે છે, અથવા સાક્ષાત્કારની યોગ્યતા થઇ શકે છે એમ કહ્યું ગયું છે. અને પરમાત્માએ જગન્નિર્માણ કરવા કયી તરેહ પર્યાલોચન કરીને જગદુત્પત્તિ કરી છે તે પણ સંક્ષેપથી કહ્યું ગયું છે. આ પ્રકારે પ્રથમ વેદાન્ત-વિભાગ સંપૂર્ણ થાય છે.

૨૯. બીજા વિભાગમાં કેટલાક દેવતાઓને અને વિશેષે કરીને ઇન્દ્રને વારંવાર પરમાત્મરૂપથી વર્ણિત કર્યા છે. તે સંક્ષિપ્ત પ્રકારથી કહે છે.

અષ્ટક ૧–૧–૫ ચતુર્થ ઋચામાં ઇન્દ્રનું પરમાત્મરૂપથી વર્ણન કર્યું છે. તે ઋચામાં 'ઇદિ' શબ્દની ભિન્નભિન્ન વ્યુત્પત્તિ કરીને તે નામાભિધાન પરમાત્માનું છે એમ કહ્યું ગયું છે. જેમકે "भूतानि प्राणिदेहान् इन्धे जीवचैतन्यरूपेण अन्तःप्रविश्य दीपयतीतीन्द्रः" બૃહદારણ્યકોપનિષદમાં ૪–૨–૨ માં "इन्द्र" શબ્દ इन्ध અર્થાત્ "પ્રકાશતાથી પ્રત્યક્ષ" આ શબ્દ ઉપરથી પરોક્ષ રીતિથી પ્રયુક્ત થાય છે એમ આધિદૈવિક અને આધ્યાત્મિક પદ્ધતિથી અર્થાવગમ કરે છે. અને ઐતરેયોપનિષદમાં ૧–૩–૧૪ મંત્રમાં "इदन्द्र" એવું પરમેશ્વરનું નામ કહ્યું છે, અને તેજ પ્રમાણે "इन्द्र" શબ્દ પણ પરમાત્માને ઉદ્દેશ કરીને પ્રયુક્ત થાય છે, આથી તે બન્નેની સમાનતા ( લક્ષ્યાર્થ રૂપથી ) પ્રાપ્ત થાય છે. શ્રી સાયણાચાર્ય ( ૧–૧–૫ ઋ. ૪ ) ભાષ્યમાં લખે છે કે– "यद्यस्मात्कारणात् यत् परमात्मरूपमिन्द्र देव प्राणेर्वाक्क्षुरादीन्द्रिये-प्राणापानादिवायुमिश्च सहित समेन्धन् उपासकाः ध्यानेन सम्यक् प्रकाशितवन्तः तत्तस्मात्कारणादिन्द्रनाम संपन्नम्". ઔપમન્યવનામક ઋષિ કહે છે કે "इदंदर्शनादिन्द्र इति निर्वचनमाह, इदमित्यापरोक्ष्यमुच्यते, विवेकेन हि परमात्मानमापरोक्ष्येण पश्यति इत्यादि."

તે પ્રકારે અષ્ટક ૨–૧–૨૧ ની પાંચમી ઋચામાં ઇન્દ્રને અન્તર્યામી કહ્યા છે. અને ૩–૩–૧૨ ચતુર્થ ઋચામાં ઇન્દ્રદેવ કાર્યવશાત્ ભિન્નભિન્ન સ્વરૂપ ધારણ કરે છે, એમ કહી કરીને

૩-૩-૨૦ ની અષ્ટમ ઋચા દેખવાનું કહે છે. અને આ ઋચામાં અષ્ટક ૪-૭-૧૩-૩૮ ઋચાનો નિર્દેશ કર્યો ગયો છે. જેમાં બૃહદારણ્યક ઉપનિષદ્દના ૨-૫-૧૯ મંત્ર બતાવ્યો છે. આ પ્રકારે વેદમંત્ર અને ઉપનિષદ્દની શ્રુતિ એકમત્ય કરીને ' ઇન્દ્રદેવ ભિન્ન ભિન્ન સ્વરૂપ ધારણ કરે છે ' એમ સિદ્ધ કરે છે. તે ઇન્દ્રદેવને " **तदेतद् ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्ममयमात्मा ब्रह्मसर्वानुभूरित्यनुशासनम्** " આ શ્રુતિ આ પ્રકારે કહે છે. તે પ્રકારે અગ્નિદેવને ૧-૪-૨૫ ઋચા ૧ માં અને ૩-૧-૨૦ ઋચા ૪ માં અન્તર્યામી નિયામકરૂપથી કહ્યા છે. અને વર્ગ ૨૭ ની સપ્તમ ઋચામાં તેનું સર્વાત્મકત્વ પ્રતિપાદન કરીને બ્રહ્મત્વ સિદ્ધ કર્યું છે. તે તરેહ અષ્ટમ ઋચામાં તે અગ્નિદેવને પરમાત્મરૂપથી કહે છે, અને અંતર્યામી સર્વાત્મક પણ કહ્યા છે. વૈદિકમુનિ હરિપ્રસાદજીએ પોતાના વેદાન્ત-**દર્શન** નામક પુસ્તકમાં પૃષ્ઠ, ૧૩૮, ૧૩૯ માં આ વિષય પર પ્રત્યેક વેદમાંથી મંત્રોને બતાડ્યા છે-ઋગ્વેદમાંથી ૨-૩-૨૩ ઋચા ૪૬, યજુર્વેદમાંથી ૩૨-૧ અને અથર્વવેદમાંથી ૧૩-૪-૪, ૩-૪-૫.

૩૦. ત્રીજો ચોથો અને પંચમ વિભાગ માટે તો વેદભગવાન્ની ઉપર પૂર્ણ શ્રદ્ધાવાળો અધિકારીજ યોગ્યતાસંપન્ન કહ્યો જાય છે ત્રીજા વિભાગમાં મનુષ્ય તપોબલથી દેવકોટિને પણ પામી શકે છે તેનો દ્દષ્ટાન્ત છે. બૃહદારણ્ય ઉપનિષદ્ ( ૪-૩-૩૩ )મા અને તૈત્તિરીય ઉપનિષદ્દમાં ( ૨-૮ ) મનુષ્ય, પિતૃ, ગંધર્વ, કર્મદેવતા, દેવતા પ્રજાપતિ, ઇત્યાદિકના આનન્દમા ઉત્તરોત્તર શતગુણ ઉત્કૃષ્ટતા બતાડીને પરમાત્માનો આનન્દ તેથી પણ ઉત્કૃષ્ટતર છે એમ બતાડ્યુ છે. અને તે પ્રમંગમાં મનુષ્યકોટિમાંથી તપના પ્રભાવથી દેવકોટિમાં પ્રવિષ્ટ થાય છે એમ બતાડ્યુ છે. વેદમાં પણ મનુષ્યમાંથી તપના પ્રભાવથી દેવકોટિને પામેલ ' ઋભુ ' નામક ત્રણ ભાઇઓનો વૃત્તાંત અષ્ટક ૧-૨-૧ અને ૨ જા વર્ગમાં પ્રરંભ થાય છે. અને

તેના પરાક્રમોનો પ્રભાવ કહેલો છે તેણે પોતાનાં વૃદ્ધ માતાપિતાને સુવાવસ્થા મંત્રબળથી બક્ષીસ કરી અને તે લોક નિષ્કપટ અને નિષ્પાપ હતા તેથી તેને મંત્ર સિદ્ધિપ્રદ થતા ( ૧-૨-૧ ઋચા ૪ ).

૩૧ ચતુર્થ વિભાગમાં દેવતાઓના પરાક્રમ પ્રદર્શિત કર્યા છે. જ્યારે " ઋભુ " નામક બંધુઓએ મનુષ્ય હોવા છતાં પોતાના તપોબળથી દેવત્વને પામીને પૂર્વોક્ત પરાક્રમ કર્યાં છે ત્યારે સ્વત સિદ્ધ દેવત્વવાળા ઇન્દ્ર, અશ્વિનીકુમાર, મિત્રાવરૂણ, સૂર્ય ઇત્યાદિક દેવોએ અસાધારણ પરાક્રમ કર્યાં હોય તેમા આશ્ચર્ય નહીં તે પરાક્રમોનો સંક્ષિપ્ત પ્રકાર કહે છે ( ૧ ) કઇ એક ભક્તોને સંતતિ નહોતી તો દેવતાઓએ તેનના માટે સંતતિનો પ્રબંધ કર્યો છે, અને જેના ભાગ્યમાં સંતતિ નહોતી તેમને દેવોએ પુત્ર અવતાર ધારણ કરીને સંતાનવાળા બનાવ્યા છે આ વૃત્તાન્ત ૧-૧-૨૦ ઋચા ૧૧ અને ૩-૫-૨૩ ઋચા ૧૪ માં છે ( ૨ ) કોઇ એક મનુષ્યને કોઇ જળાશયમાં ફેંકી દેવાથી તે ગતાસુ થઇ ગયો ફરી તેને ત્યાંથી નિકાળીને સજીવન કર્યો, આ વૃતાન્ત ૧-૭-૩૪ ઋચા ૬ અને ૨-૩-૧ અને ઋચા ૩ અને ૮-૨-૧૧ ઋચા ૧૨ માં છે શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ પોતાના ગુરૂ સાંદીપનિના સમુદ્રમાં ડુબેલા પુત્રને સજીવિત લાવી કરીને ગુરૂશ્રીને અર્પિત કર્યો હતો આ કથા શ્રી ભાગવતમા છે (૩) વૃદ્ધાવસ્થને પામી ગયેલા " ચ્યવન " ઋષિને અશ્વિનીકુમાર ( દેવવૈદ્યે ) યુવાવસ્થા બક્ષીસ કરી અને નેત્રોની વિકલતા દૂર કરવાની સાથે સાફલ્ય સંપાદન પણ કર્યું હતુ અને કેઇ પુરૂષત્વહીન હતો તેને પુરૂષત્વ પ્રાપ્ત કરાવી દીધુ આ ત્રણે વૃત્તાન્ત સૂક્ત ૧૧૬, અષ્ટક ૧-૮-૮ ઋચા ૧૦ અને ૧-૮-૧૦ ઋચા ૧૬ માં છે અને વળી શાપપ્રભાવથી સ્ત્રીત્વને પ્રાપ્ત થયેલને પુન પુરૂષત્વ પ્રદાનનું ( ૫-૯-૧૦ ઋચા ૧ થી ૪ સુધી ) નિરૂપણ કર્યુ ગયુ છે. સ્ત્રીઓના ગર્ભાશયગત રોગોની નિવૃત્તિ ( ૬-૬-૧૪

ઋચા ૧ થી ૫ માં ) અને હૃદયરોગની નિવૃત્તિ કહી ગઇ છે. ( ૪ ) અશ્વિનીકુમારનું પરાક્રમ એવું બતાડ્યું છે કે ગાયને પ્રસવ હોવા પહેલાં જ દૂધદેવાવાળી બનાવી છે. આ વૃતાન્ત ૧-૭-૩૩ ઋચા ૩ માં છે. એવી ગાય (કાઠિયાવાડ મંડલાન્તર્ગત) લખનર દરબારને ત્યાં હોવાની ખબર સાંભળી હતી. તે લખતર દરબારનો ભૃત્યવર્ગ તે ગાયને કામધેનુ કહ્યા કરતા હતા. તે પછી (કાઠિયાવાડ મંડલાન્તર્ગત) જેતપુર રિયાસતના દરબાર "મુળુવાળા" સાહેબની રાજધાનીમાં પણ તેવી ગાય મને બતાડવામાં આવી હતી. તેવી ગાય હોવી તે ઇશ્વરાનુગ્રહનું ચિન્હ છે. ( ૫ ) કોઇ એક " સપ્તવધ્રિ " નામક ઋષિને પોતાના બન્ધુઓએ દ્વેષના માર્યા કોઇ સન્દુકમાં બન્ધ કરી દીધા. તેણે અંદર ફસ્યા છતાં ભગવાન્ અશ્વિનીકુમારની સ્તુતિ કરી, અશ્વિનીકુમારે તે સપ્તવધ્રિ ઋષિને તે સમય તે સન્દુકમાથી બહાર નિકાલ્યા. તે દેવવૈદ્યના ચરિત્રનો વૃત્તાન્ત ૪-૪-૨૦ ઋચા ૫ થી ૯ માં છે. અને તેવાં કઇ એક પરાક્રમ ( અશ્વિનીકુમારનાં ) ૮-૨-૧૭ ઋચા ૧૧ માં દીધા છે.

૩૨. પંચમ વિભાગમાં વૈદિકમંત્રોના પ્રભાવનો વૃતાંત કહ્યો ગયો છે. અથવા વૈદિકમંત્રોનો યથાવિધિ અનુષ્ઠાન અધિકારી કરે તો શાસ્ત્રપ્રદર્શિત ફલને તે અવશ્ય પામી શકે છે આ વિષયના દ્રષ્ટાન્ત દીધા ગયા છે ( ૧ ) ગૌતમ ઋષિને જલની જરૂરત પોતાના આશ્રમમાં જ હતી તેણે મંત્રોના પ્રભાવથી જલ પ્રકટ કર્યું હતું. ( ૨ ) દીર્ઘકાળના અનુષ્ઠાનથી ઇન્દ્રદેવનું દર્શન પ્રત્યક્ષ થાય છે. (૧-૬-૯ ઋચા ૧૮) ( ૩ ) કોઇ એક રાજાનો પુરોહિત રથાધિરૂઢ થઇ કરીને પોતાના યજમાનની પાસે આવી રહ્યા હતા, માર્ગમાં કોઇ એક રાજકુમાર ચાલતાં રથની નીચે દબઇ જવાથી મર્ગ ગયા. તેને મંત્રબળથી પુરોહિતજીએ સજીવન કર્યાં. ( ૪ ) મંત્રબળથી

આગમથમાં ગમન થઇ શકે છે પાતજલ યોગસૂત્રમાં પણ આકાશ વિહારનો પ્રયોગ બતાડયો છે. ( ૫ ) અષ્ટક ૨–૫–૬ મંડલ ૧ સૂક્ત ૧૮૭ ના અનુષ્ઠાનમાં અન્નજન્ય રોગ નિવૃત્ત થાય છે, અને વિષ અમૃતાયમાન થાય છે. મીરાબાઇને પોતાના પતિએ ( મેવાડ દેશના નરેશ માંડલિક રાણાએ ) વિષપાત્ર પાન અર્થે મોકલ્યું હતુ. તેણે તે વિષનુ પાન કર્યું પણ કાંઇ પણ હાનિ થઇ નહોતી તે પણ મ ત્ર કિંવા ભકિતનો પ્રભાવ છે. પ્રહ્લાદને પણ પોતાના પિતા હિરણ્યકશિપુએ વિષ્ણુભકિતની બહુ મનાઇ કરી પરંતુ જ્યારે તેણે માન્યુ નહી ત્યારે અનેક ઉપદ્રવોની સાથ વિષમય ભોજન પણ કરાવ્યું પરન્તુ તે સર્વત્ર ભગવત્સ્વરૂપજ દેખી રહ્યો હતો તેથી વિષ અમૃતરૂપ થઇ ગયુ. આ કથા શ્રી મહાભાગવતમા છે ( ૬ ) અને ૧૮૯ સૂકતમાં, ૨–૫–૧૦ ઋચા ૧ માં, ઇશાવાસ્યોપનિષદ્‌ની ૧–૧૮ શ્રુતિ અક્ષરશ પ્રદર્શિત કરી છે તેમાં અગ્નિની પ્રાર્થના અવસાનકાલમાં ઉપાસક કરે છે (૭) '**विषनिर्हरिण्युपनिषद्**' ૧૯૧ સૂકતના ૧૪ થી ૧૬ વર્ગમા પ્રસિદ્ધ છે તેમા ભિન્નભિન્ન પ્રકારના વિષ બતાડયા છે. અને તેમા સર્પદંશનો પણ સમાવેશ કર્યો ગયો છે. તે સૂકતને યથાર્થ સમઝીને અનુષ્ઠાન કરવાથી વિષોત્તારણ થાય છે એમ પણ કહ્યુ ગયુ છે ( ૮ ) દુઃસ્વપ્નના નિરોધાર્થ અષ્ટક ૨–૭–૯ અને ૧૦, સૂકત ૨૮ ના જપનુ વિધાન છે અને અનુષ્ઠાન કરવાનુ પણ કહ્યું છે. અષ્ટક ૩–૭–૧૪ ની ૫ ઋચામાં કઠોપનિષદ્‌નો મ ત્ર છે, તે ૪ મ ડલના સૂકતમાં છે અવસાનકાલમાં તેનો જપ કરનારો શાશ્વતિક સુખની પ્રાપ્તિ કહી છે. ( ૯ ) અષ્ટક ૪–૪–૨૭ મડળ ૫ ના ૮૩ સૂકતનો પઠ કરવાથી અનાવૃષ્ટિની નિવૃત્તિની સ થ વૃષ્ટિ થાય છે. અને ૨૮ વર્ગની ૧૦ ઋચામા અતિવૃષ્ટિ–ઉપદ્રવ નિવારણાર્થ જપને કહ્યો છે અષ્ટક ૮–૮–૨૨ નો નિત્ય જપ કરનારો દુઃસ્વપ્નનો નિરોધ થાય છે અને

જાગ્રત કિંવા સ્વપ્નકાલમાં કરેલ અઘટિતકાર્યજનિત પાપનો પ્રતિબંધ થાય છે. અષ્ટક ૫-૪-૩૦ ની ૧૨ ઋચામાં મૃત્યુંજયનો મહામંત્ર છે. તેનો જપ સકામ અનુષ્ઠાનાદિકમાં કર્યો જાય છે. ( ૧૦ ) અષ્ટક ૩-૩-૨૩ વસિષ્ઠજીના શિષ્યોએ ન પઢવાં જોઇએ તેનું કારણ એ છે કે વિશ્વામિત્રનો " સુદા " નામક એક શિષ્ય હતો, તે રાજર્ષિ હતો તે કોઇ કારણથી વસિષ્ઠજીની સાથ દ્વેષ રાખતો હતો, તેમાં વિશ્વામિત્રે પોતાના શિષ્યના રક્ષણાર્થ વસિષ્ઠજીને આ વર્ગની ઋચાથી શાપ દીધો. આ રીતે વસિષ્ઠાનુયાયી શિષ્ય આ વર્ગનું પઠન પાઠન વા શ્રવણ કરતા નથી.

૩૩. ષષ્ઠ વિભાગમાં પુરાણોમાંના અવતાર અને કોઇ એક અલૌકિક કથાઓ પ્રદર્શિત કરી ગઇ છે તેના બીજરૂપથી વેદની જે કોઇ ઋચામાં કંઇ કહ્યું ગયું છે તે સંક્ષિપ્ત લખું છું. ( ૧ ) વિરોચનનો પુત્ર અને પ્રહ્લાદનો પૌત્ર બલિરાજાનો પરાજય કરવા માટે સમગ્ર દેવસહિત ઇન્દ્રે કરેલી વિષ્ણુ ભગવાનની સ્તુતિથી સ્વયં વામનાવતારથી વિષ્ણુ પ્રકટ થયા. અને બિરાજાથી ચરણત્રય પરિમિત ભૂમિની યાચના કરી ત્યારે બલિરાજાએ કબૂલ કર્યું. તે સમય વિષ્ણુ ભગવાને વિરાટ્ સ્વરૂપ ધારણ કરીને એક ચરણથી પૃથિવી, દ્વિતીય ચરણથી અન્તરિક્ષને પરિમિત કરીને તૃતીય ચરણ બલિની છાતી ઉપર રાખીને તેને પાતાલમાં નિહિત કરી દીધો આ વૃત્તાન્તથી મળતો વૃત્તાન્ત અષ્ટક ૧-૨-૭ મા દેખાય છે, તે તરહ અષ્ટક ૬-૨-૨૬ માં પણ છે. ( ૨ ) અષ્ટક ૬-૧-૧૬ ઋચા ૧૩ માં નમુચિ નામક દૈત્ય સાથ ઇન્દ્રનું યુદ્ધ થયુ, ત્યારે ઇન્દ્ર પકડાઇ ગયા તે સમય દૈત્યે પોતના મૃત્યુનું સાધન કહે કે- મારા મૃત્યુકાલમાં રાત્રિ અથવા દિવસ ન હોવો જોઇયે, શુષ્ક અથવા આર્દ્ર પદાર્થથી મારું મૃત્યુ હોઇ ન શકે ઇત્યદિક સર્વ વૃત્ત મનન કરીને સમુદ્રફેનથી સંધ્યા સમયમાં તે દૈત્ય માર્યો ગયો. આ વત

પ્રહ્લાદજીના પિતા હિરણ્યકશિપુને પરમાત્માએ નૃસિંહાવતાર ધારણ કરીને માર્યો હતો તેથી મલતી છે. તેને પણ બ્રહ્માજીએ વરદાન દીધું હતું કે મનુષ્યથી તું મરીશ નહિ, રાત્રિમાં અથવા દિનમાં અને શસ્ત્રથી તારૂં મૃત્યુ નહી થાય ઇત્યાદિ. એથી પરમાત્માએ બ્રહ્મદેવનાં વચનોને સત્ય કરવા માટે નૃસિંહ રૂપથી પ્રકટ હોઇ કરીને સંધ્યા સમયમાં પોતાના હાથોના નખથી તે હિરણ્યકશિપુને માર્યો હતો. ( ૩ ) અષ્ટક ૩-૮-૯ ઋચા ૬-૭ અને ૮-૪-૨૮ ઋચા ૧૪ માં લોકમાન્ય તિલકે પોતાના 'આર્કટિક હોમ' નામક ગ્રંથમાં રામાયણના તુલ્ય વૃત્તાન્ત છે એમ કહ્યું છે. (૪) અષ્ટક ૫-૪-૧૧ ઋચા ૧ માં અશ્વાભિમાનીની દેવતાનું આવાહન કરવાનું બતાવ્યું છે એથી નિષ્કલંકની જે ' કલ્કિ ' સ્વરૂપથી અશ્વાભિમાની દેવ પ્રકટ થવાના છે તેથી તે કથા મલતી છે. અથવા હયગ્રીવ કિંવા હયશિરાઃ સ્વરૂપ ભગવાને ધારણ કર્યું તે ઉદ્દેશથી આ પ્રસંગ હોય મહાભારતના શાંતિપર્વના મોક્ષધર્મપ્રકરણમા એવી કથા છે કે બ્રહ્મદેવની પાસેથી મધુકેટભ નામક બે દૈત્ય વેદનું હરણ કરી ગયા હતા બ્રહ્મદેવની સ્તુતિથી પ્રસન્નતાને પામેલા વિષ્ણુએ હયશિરા'— સ્વરૂપ ધારણ કરીને વેદને પાછો લઇ આવ્યો હતો, તે પ્રસંગ પર તેનો તે અવતાર હતો. (૫) અષ્ટક ૮-૭-૩૦ ઋચા ૭ માં સતઅ્વ- મિત્ર નામક કોઇ ઋષિના સ્થાનમાં આગ લાગવાથી તેણે પોતાનાં સ્થાનના રક્ષણાર્થ અગ્નિદેવની સ્તુતિ કરી છે. અને મહાભારતમા કહ્યું છે તે તરહ ખાંડવવનમાં જેમ ઉત્તરોત્તર અગ્નિ વધતો જાતો હતો તે પ્રકારે વધતા અગ્નિને શાન્ત કરવા માટે ઋષિયે પ્રયાસ કર્યો છે ઇત્યાદિક વૃત્તાન્ત છે ( ૬ ) અષ્ટક ૮-૮-૧૩ ઋચા ૩ માં શ્રી જગન્નાથજીની પ્રતિમા અને તેના સ્થાન સંબંધી કાંઇ વિવેચન છે. કાષ્ટમય પ્રતિમાવાળા દેવ સમુદ્રતીર આવ્યા છે એમ લખવાથી આ શ્રી જગદીશજીનો વૃત્તાન્ત હોય એમ સમજાય છે,

વળી પુરાણોમાં મનુષ્યોને શિક્ષણ આપ્યું ગયું છે એ પણ વૈદિક પ્રાપ્ત થાય છે. જેમ કે-( ૧ ) અસત્યવાદી નષ્ટ થઇ જાય છે. ( ૫-૭-૬ ઋચા ૮ ), ( ૨ ) સત્યવાદી અનુકૂલ ફલને પામે છે. પુણ્યાત્મા પણ અનુકૂલ ફલને પામે છે. અને પાપાત્મા પ્રતિકૂલ ફલને પ્રાપ્ત થાય છે. પોતપોતાના શુભાશુભ કર્માનુસાર પરિણામ ભોગવવું પડે છે. ( ૭-૬-૧૪ ઋચા ૧ ) અને કરેલાં કર્મોને દેવદૂત દેખે છે, ( ૭-૬-૭ ઋચા ૮ ). (૩) રાત્રિસૂક્ત (૮-૭-૧૪) માં રાત્રિને દેવતાના રૂપકથી તે પ્રાણિમાત્રના શ્રમને દૂર કરવાવાળી છે એમ કહ્યું છે. ( ૪ ) અષ્ટક ૫-૪-૨૧, અને વર્ગ ૨૪, ૨૫, ૨૬ માં નવીન મકાનમાં વાસ્તુ કરવાનો પ્રાસંગિક મંત્ર છે.

૩૪. આઠમ વિભાગમાં વ્યાવહારિક વિષયોનો નિર્દેશ છે. તેમાં પહેલો પ્રસંગ આ છે કે પહેલાં ચાર વર્ણ હતા કે નહિ ? ભિન્ન ભિન્ન જાતિયો હતી કે નહિ ? આ વિષય પર ઋગ્વેદમાં અષ્ટક ૧-૭-૨૭ ઋચા ૭ માં બ્રાહ્મણાદિક વર્ણ હોવાનું સ્પષ્ટ પ્રાપ્ત થાય છે. અને ચારે વર્ણોને પરમાત્માએ બનાવ્યા છે એમ પુરૂષ સૂક્તમાં પણ ( ૮-૪-૧૯ ) કહ્યું છે. આ પ્રમાણે બૃહદારણ્યક ૧-૪ મંત્ર ૧૧-૧૨-૧૩ માં પણ પ્રાપ્ત થાય છે. આ તરેહથી ચારે વર્ણ વૈદિક છે તે અસંદિગ્ધ છે, અને જાતિવિભાગનો પ્રકાર પણ બૃહદારણ્યક ઉ. ૪-૩-૨૨ ના શ્રીમજ્જગદ્ગુરૂ ભગવાન્ શંકરાચાર્યજીના ભાષ્ય પરથી સ્પષ્ટ અવગત થાય છે. ચારે વર્ણમાં આભ્યન્તર વિભાગના વિષયમાં સૂક્ષ્મ વિચાર કરવાની આવશ્યકતા છે. પવિત્રાદિક સદ્‌ગુણોથી ભ્રષ્ટ હોવાવાળાનો બહિષ્કાર હોવાથી તેની એક જાતિ ( મંડળી ) બને, આ તરેહ ઉચ્ચનીચ જાતિવાળાઓમાં લગ્નવ્યવહાર હોવાથી પણ અલગ જાતિ બને, એમ હોતાં હોતાં તેવી અનેક જાતિ હોઇ જવામાં કૌતુક નથી.

૩૫. બીજો પ્રસંગ આ છે કે પૂર્વકાળમાં દેશમાં રાજા નહોતો એમ કોઈ એક લોકોનું મન્તવ્ય છે. અને તે વિચાર સદ્દગત સ્નેહી સાક્ષર ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીએ પોતાના રાજ્યતંત્ર વ્યવસ્થાપક ગ્રન્થમાં પ્રદર્શિત કર્યો છે. પરંતુ ઋગ્વેદમાં રાજાથી રહિત દેશ ન હોવો જોઈએ એમ ૮–૮–૩૧ માં ૨૫૮૨ ઉપલબ્ધ થાય છે. આ વર્ગમાં રાજ્યાભિષેક પ્રસંગના મંત્ર આપ્યા છે. આ તરેહ "नराणां च नराधिपं" भ. गी. अ. १० श्लोक २७ માં શ્રી કૃષ્ણભગવાને પણ નૃપની અસ્તિતા બતાવેલી છે. મતલબ વેદને અપૌરૂષેય માનવાથી આ રાજા અને રાજ્યનું પ્રકરણ અનાદિ છે એમ માનવું જ જોઈયે. મંત્રોમાં પણ પર્વતોની તરેહ રાજાનું રાજ્ય અચલ રહે એવો આશીર્વાદ ઉપલબ્ધ હોવાથી રાજા અનાદિ સિદ્ધ છે આ સૂચિત કર્યું જાય છે.

૩૬. શુદ્ધ વ્યવહાર પક્ષમાં જુવે તો વર્તમાન સમયમાં ભિન્ન ભિન્ન દેશમાં સુશિક્ષિત પ્રજામાં જ્યાં લગી ઉત્કર્ષ નજર આવે છે તેવોજ ઉત્કર્ષ વેદમાં પણ ઉપલબ્ધ હોવાથી પૂર્વકલ્પમાં ત્યાં લગી મનુષ્ય પહોચ્યો હતો એમ પ્રાપ્ત થાય છે. અને ભવિષ્યતમાં પણ બુદ્ધિવિકાસ ત્યાં લગી ઉત્કર્ષ કરશે એમ માનવુ જોઈયે. દષ્ટાન્ત રીતિથી ( ૧ ) સ્ત્રીવર્ગ માટે કયાવગી ઉત્કૃષ્ટ સ્થિતિ હતી તે સમઝવું યોગ્ય છે–તે પઠિત હતી ( ૧–૨–૨૫ ઋચા ૩ ), તેને ગાડી હાકવી યાદ હતી ( ૮–૫–૨૦ ઋચા ૨ ), તથાપિ પરમ સારલ્ય રાખતી હતી. દેવાર્ચન માટે પુષ્પાવચય પોતે કરતી હતી ( ૧–૪–૨૧ ઋચા ૨ ), પોતાના લગ્ન પ્રસંગ માટે સ્ત્રી અચ્છી તરેહ તૈયારી કરતી હતી. પતિગૃહગમનપ્રસંગ પર આવશ્યક સંભાર તેજ પ્રયુક્ત કરતી હતી, આ સર્વ વિષય બહુ કરીને સૂર્યા વિવાહમાં આપેલો ગયો છે, તે ૮–૩–૨૦ થી લઈ કરીને વર્ગ ૨૮ અને અધ્યયના વર્ગ ૧ થી ૪ લગી છે જે વર્ગ સૂક્ત ૮૫–૮૬

નો ભાગ છે. આ સૂક્ત કાઠીયાવાડ નાગરજ્ઞાતિમાં વિવાહની પૂર્વે કન્યાને સંભળાવ્યો જાય છે. નાગરોના બીજા નિવાસસ્થાનોમાં પણ આ રીવાજ પ્રચલિત હશે. પવિત્ર વસ્ત્રપરિધાન, સાત્વિક હવિષ્યાન્ન ભોજન, અને એકસ્થાનનિવાસાદિક નિયમોનું સૂક્તશ્રવણ પર્યંત આ કન્યા પાલન કરે છે અને તે આઠ દિવસ સુધી સંભળાવ્યું જાય છે. વર્તમાનમાં અલ્પ સમયમાં પણ સૂક્તનાં આઠ આવર્તન સંભળાવવાની પદ્ધતિ શરૂ થઇ છે. કોઇએક જગોપર પ્રમાદથી સંભળાવી જાતાં પણ નહી હોય. સૂર્યાવિવાહની ઋચાઓ અથર્વ-વેદના ૧૮ કાંડમાં નજર આવે છે. પણ આ જગાયે અધિક ઋચા છે. અને બહુપ્રકારે લોમવિલોમ પણ માલમ થાય છે. પ્રકૃતમાં આ સૂક્તોમાં કન્યાના વિવાહ અનન્તર શ્વસુરગૃહ જાવાને સમય પોતાના પતિની સાથ, અને તેના સંબન્ધિવર્ગની સાથ કેવું વર્તન તે કન્યાએ કરવુ જોઇએ તે વૃત્તાન્ત સવિસ્તર બતાડી ગયો છે. અને વળી પ્રસંગવશાત્ ઋગ્વેદમાં અનેક સ્થળોમાં સ્ત્રીએ નીચી નિગાહથી ચાલવું, શરીરના અવયવોને જ્યાં લગી બને ત્યાં લાગી. છુપાવવા, સુંદરવસ્ત્રપરિધાન કરવાં ઇત્યાદિક ( ૬-૩-૧૦ ઋચા ૧૯ માં ) વિસદરૂપથી બતાડયા છે. ગ્રામ્યધર્મની બાબતમાં ભિન્ન ભિન્ન ઋચામાં દ્દષ્ટાંતરૂપથી કહ્યું ગયું છે આ સર્વ વાતોથી આ પ્રાપ્ત થાય છે. વિવાહ કાલમાં કન્યા યોગ્ય વયની હોય, છોટી અર્થાત ( બેસમઝ ) ન હોય, ( ૨ ) અંતરંગ સંબંધીઓમાં કન્યાનો દાનાદાન વ્યવહાર અસંગત છે આ વાત પણ ( ૭-૬-૬ થી ૮ સુધી ) યમયમીના સંવાદ રૂપથી પ્રદર્શિત કરી છે. તેમાં યમીએ પોતાના ભાઇ યમ સાથ ( પોતાના જ ) વિવાહની અનુચિત પ્રાર્થના કરી, યમે ઉપપત્તિ સાથ ઉત્તર દીધો અને તે તરેહના સંબંધની અયોગ્યતા, અપક્ષ્કરતા બતાડી કરીને સમાધાન કર્યું. તેથી નિકટ સંબંધીઓની કન્યાનું દાનાદાન ન હોવું ચાહીયે આ વેદથી

સિદ્ધ થાય છે. અને સ્ત્રી અને પુરૂષે નિકટ સબંધ હોવા પર પણ એમ ન્તમાં ન રહેવું ચાહીયે એમ પણ પ્રાપ્ત થાય છે ( ૩ ) સ્ત્રીઓના સામાન્ય સ્વભાવથી ભિન્ન પ્રકારના વર્તનનું નિદર્શન લોપામુદ્રા અને અગસ્ત્યઋષિના સંવાદથી સ્પષ્ટ પ્રતીત થાય છે વિવાહિત થયા પછી પણ વૃદ્ધાવસ્થા પર્યન્ત ગૃહસ્થાશ્રમમા ગ્રામ્યધર્મ (વૈષયિક સુખ)નો ઉપયોગ ન કરવાથી સમયાનુસાર ઋષિપત્નીએ પોતાના પતિ અગસ્ત્યઋષિથી પ્રશ્ન કર્યો કે મહારાજ ! અન્ય ઋષિનોક મહાત્મા હોવા છતાં પણ સાંસારિક વ્યવહાર પરાયણ ઉપલબ્ધ થાય છે અને આપ હમેશાં સાંસારિક વ્યવહારથી ઉપરત કેમ છો ? ઋષિએ ઉત્તર દીધો કે દેવિ ! જ્યાંપર નિત્યકર્મ શ્રદ્ધાપૂર્વક હોતાં રહે છે ત્યાંપર તેવી વૃત્તિ હોતીજ નથી ( ૨-૪-૭૨ ) એથી નિત્યકર્મ અને તપ પરાયણ ઋષિમહર્ષિ લોકોની ધર્મપત્નીઓનુ વર્તન સામાન્ય સ્ત્રીઓથી વિલક્ષણ પ્રાપ્ત થાય છે અને કોઇ સ્થળોમાં એવું પણ નજર આવે છે કે ઋતુકાલમાં સ્ત્રી સ્વયં પોતાના પતિ પાસ જાય છે ( ૮-૨-૨૩ ઋચા ૪ ) ( ૪ ) સ્ત્રીઓને એકજ પતિ હોવો જોઇયે આ પ્રમાણ પણ ૫-૩-૧૦ ઋચા ૩ માં પ્રદર્શિત કર્યો છે. અને ૭-૬-૨૭ ઋચા ૭ અને ૭-૮-૧૦ ઋચા ૮ માં વિધવા શબ્દના પ્રયોગથી પુનર્લગ્નનો પ્રચાર ન હોવાનુ સમજાય છે અને પતિની પાછળ સતી હોવાનુ પણ વેદને માન્ય ન હોય એમ સિદ્ધ થઇ શકે છે ૭-૬-૨૭ ઋચા ૮ મા આ પણ વૃત્તાંત ઉપલબ્ધ થાય છે કે પતિના અવસાન અનન્તર તેની વિધવા સ્ત્રીને સ્મશાનમાંથી પોતાના રિસ્તેદાર લઇ આવે છે કોઇપણ જાતિમાં દેવર પરિગ્રહ ( પતિના અવસાન બાદ તેના કનિષ્ઠબંધુ સાથ સાંસારિક વ્યવહાર ) કરવાનું પણ ૭-૮-૧૯ ઋચા ૨ માં નજર આવે છે અને ૭-૬-૨૭ ઋચા ૨ માં ધનુષ્બાણાદિ પદાર્થોનું વર્ણન છે અને ક્ષત્રિયોથી જાહેરતર તેનો સબંધ હોવાથી પ્રાચીન

ક્ષત્રિયલોક ધનુર્ધર હતા એ પણ ઉપલબ્ધ થાય છે. ( ૫ ) પુરૂષે પણ એક સ્ત્રી હોવા પર બીજી સ્ત્રીનો પરિગ્રહ ન કરવો ચાહીયે એ વેદસિદ્ધ છે. આ પ્રસંગ ૭-૮-૧ ઋચા ૩ અને ૮-૮-૩ સૂક્ત ૧૪૫ માં છે. ત્યાંપર સપત્નીનું દુઃખ, અને તન્નિવારણોપાય, પતિ અને પોતાની સપત્નીને પરસ્પર વિમુખ કરવાનો પ્રયાસ ઇત્યાદિક વૃત્તાન્ત છે. ( ૬ ) તે ( પ્રાચીન ) કાલમાં પણ સ્ત્રીઓમાં દુર્ગુણોની અવશ્ય સ્થિતિ ભિન્ન ભિન્ન ઋચામાં દષ્ટાન્ત રૂપથી વિશદ છે. અને જારકર્મજન્ય ગર્ભાધાનનિવૃત્તિના માટે દૂર દેશગમન, અને જારસ્તુતિ, જારથી એકાન્તસંમેલનપૂર્વક રહસ્યગોષ્ઠી, ઇત્યાદિક પ્રસંગ દષ્ટાંતરૂપથી આપ્યા ગયા છે. આ વિષયોનો ઉંચ એવી વાતોથી બચવા અર્થે શિક્ષણ રૂપથીજ છે એમ માનવું આવશ્યક છે. આ અષ્ટક ૨-૭-૧૧ ઋચા ૯ મા અને ૬-૮-૨૨ ઋચા ૫ અને વર્ગ ૨૮ ઋચા ૪ મા જોવાથી માલમ પડશે (૭) અષ્ટમ અષ્ટકના ૮૬ સૂક્તમાં ઇન્દ્રના વૃષાકપિ નામના પુત્રને પોતાની સપત્ન માતા અઘટિત આક્ષેપનો પાત્ર બનાવી કરીને પોતાના પતિ પાસ તેના મિથ્યા દોષોને પ્રકટ કરવા લાગી આ બતાડ્યું છે. તેથી આ સાર પ્રાપ્ત થાય છે કે સંતાન થયા બાદ જો સ્ત્રીનું અવસાન થઇ જાય તો દ્વિતીય લગ્ન કરવું ન જોઇયે. અને સપત્ન માતા અનૌરસ પુત્રની તરફ દુર્ભાવદાગ કથા લગી દુર્વર્તન કરે છે તે પણ તત્ત્વ પ્રાપ્ત થાય છે.

૩૭. જેમ સ્ત્રીયોમાં દુર્ગુણ ઉપલબ્ધ થાય છે તેમ જ પુરૂષોમાં દુર્ગુણ હોવાનું વેદે પ્રદર્શિત કર્યું છે. ડાકુલોક પાન્થોને લૂટી લે છે, અને બન્ધનમાં ફસાવે છે. વૈશ્ય ( વણિક ) લોક પણ વ્યાપારાદિક વ્યવહારમાં એકમાંથી અનેક દ્રવ્ય બનાવી લે છે, અને પ્રસિદ્ધ રૂપથી આ તરેહ ચૌર્યનું કાર્ય કરે છે, અને તે લોક અત્યન્ત લોભી પ્રાપ્ત થાય છે તે કાલમાં શિકારનો પ્રચાર હોવાનું

પણ ઉપલબ્ધ થાય છે. આ સર્વ વિષય અત્યન્ત અથવા હદથી જાહેર હોવાથી દુર્ગુણ છે

૩૮. વર્તમાન કાલાનુસાર બીજા પણ કોઇએક સુધારણાનો પ્રચાર તે કાલમાં મોજુદ હતો એમ સમજાય છે. ( ૧ ) જેમ. મ્રિયમાણ માણુસની જાયદાદનો હકદાર કોણ હોઇ શકે ? અને દોહિત્ર ( પુત્રીનો પુત્ર )ને ધર્મપુત્રરૂપથી સ્વીકાર કરવાનો કન્યાના વિવાહકાળમા મુકરર કર્યું જાય છે. જેને મન્વાદિ સ્મૃતિઓમાં ' પુત્રિકાવિધિ ' નામક વિવાહ વિધિ કહે છે. (૩-૨-૫ ઋચા ૧) એકમાતૃક પુરૂષને ભાઇ શબ્દથી વ્યવહાર કરવાનું પણ લખ્યું છે ( ૪-૮-૨૫ ઋચા ૨ ). આ વિષય પણ મૃતક ભાગદારના વારસાના પ્રશ્નમા સાપત્ન અને ઔરસ ભાઇના સંબંધમા ઉપયુક્ત થાય છે. અથવા ઔરસ બન્ધુના અનુમાનાન્તર સાપત્ન બન્ધુને હિસ્સાનો અધિકાર ન હોવાથી કેવળ ઔરસનેજ તે હિસ્સો મળે છે અને અંતમા પિતામહાદિ વૃદ્ધોપાર્જિત, જનકોપાર્જિત અને જ્યેષ્ઠ-બન્ધૂપાર્જિત, એમ ત્રણ તરેહની જાયદાદ* માની છે, કે જે સાંપ્રત સમયમા હિસ્સેદારોના મુકદ્દમાઓમા સવાલજવાબમા ઉપયુક્ત છે ( ૫-૩-૨ ઋચા ૭ ) ( ૨ ) દુષ્કાળ, અતિવૃષ્ટિનો ભય અને તન્નિવારણોપાય ૪-૪-૨૭ વર્ગમાં અને ૨૮ વર્ગની ઋચા ૧૦ માં પ્રદર્શિત છે. અને જલરહિત દેશોમાં જનોની પ્રપાઓના ( અબેકા વા પરબના ) પ્રબંધનો પ્રકાર તે કાલમાં પણ હતો એમ પ્રાપ્ત થાય છે ( ૭-૫-૮૨ ઋચા ૧ )

૩૯ ગોવિદ્યા અશ્વવિદ્યા, ખગોળવિદ્યા, જ્યોતિષવિદ્યા, ધનુર્વિદ્યા, શિલ્પશાસ્ત્ર, શરીરશાસ્ત્ર, શુકનપ્રચાર, અને આયુર્વેદ આ સર્વ તે કાલમાં પ્રચલિત હતાં એમ ઉપલબ્ધ થાય છે આ વિષયમાં રા ભાઇ મગનલાલ વિ. અમૃતલાલ શુધ ( પ્રોફેસર

---

* જાયદાદ=મિલકત

બરોડા કૉલેજ )કૃત " પ્રાચીન હિન્દુસ્થાનમા કરકસર " વિષયનું પુસ્તક ( Economic life of ancient India ) જોવાથી માલમ પડશે. તેમાં વેદમંત્રોનો આધાર બતાવ્યો છે.

૪૦. વેદમાં બીજા વિષય પણ આ પ્રસંગમાં છે. જેમકે- ( ૧ ) ગોવધના પ્રતિબંધ સાથ ગોરક્ષણનું મહત્ત્વ બતાવ્યું છે. અને તેનો દેવતાની સાથ સંબંધ પ્રદર્શિત કરીને તેની પૂજ્યતા પ્રકટ કરી છે. તેની અનેકરૂપથી ઉપયુકતતા બતાવીને તેના રક્ષણાર્થ દેવોની પ્રાર્થના પણ કરી છે. ( ૬-૭-૮ ઋચા ૧૬, ૮-૯-૨૭ ઋચાઓ ૧ થી ૪ ). ( ૨ ) દુર્બલસ્થિતિવાળા ભિક્ષુકોને પ્રાતઃકાલમા ભિક્ષાવૃત્તિ કરવાને જાવુ તે પણ ( ૧-૪-૪ ઋચા ૬ મા ) પ્રદર્શિત છે અથવા પ્રાતઃકાલમા ભિક્ષુકલોક ભિક્ષાવૃત્તિ અર્થે નીકળે છે તો કોઇલોક તે બિચારાનો તિરસ્કાર કરે છે તે અનુચિત છે. અશક્તો માટે ઉદરનિર્વાહ વેદને આ તરેહથી પણ માન્ય છે. યદ્યપિ ભિક્ષુકયૂથ વૃદ્ધિને પ્રાપ્ત થવાથી દેવાવાળા લોક ગભરાતા હશે પરન્તુ દાન સમ અન્ય અધિક પુણ્ય નથી એમ પણ પ્રાપ્ત થાય છે. ( ૩ ) તે કાલમાં ઉષ્ટ્ર ( ઉંટ ) બોજો વહન કરવા ઉપયોગી હતાં અને રાસભોથી દેવતાલોક સવારીનું કામ લેતા હતા. ( ૪ ) યુદ્ધકાલમાં ક્ષત્રિયલોક પરાઙ્મુખ ન થતા એમ નિયમિત રીતિથી પ્રચાર હતો. ( ૧-૩-૨ ઋચા ૧ ) ( ૫ ) મનુષ્યશરીરના અવસાન થવા પર તેને સ્મશાન લઇ જવાય છે અને તેને અગ્નિસંસ્કાર કરે છે અને અસ્થિ-સંચય કરે છે, આ સર્વ વર્ણન ( ૭-૬-૨૩ થી ૨૮ વર્ગ સુધી ) ઉપલબ્ધ થાય છે. ( ૬ ) વ્યવહારિક વિષયોમાં સાધારણ વિષય પણ વેદમાં બતાવ્યો છે. જેમ કે દુર્બલ જામાતા હોય તો તેને પ્રાતઃકાલથી સાયંકાલ પર્યન્ત પોતાના સ્વસુરના મકાનમાં પણ પ્રસંગવશાત્ રોકાવાનું થાય છે એમ ૫-૭-૨૦ ઋચા ૨૦ માં

બતાવ્યું છે. અને એમને ઓહેતર જલ પસંદ છે. ને જલમાં એમે છે. ( ૬-૩-૧૫ ઋચા ૭ ), મૃગ-વૃષ-આદિક પશુ જલની-પ્યાસ શાન્ત કરવા જલ તરફ દોડી રહે છે ( ૬-૬-૧૦ ઋચા ૯ અને ૭-૫-૩૨ ઋચા ૫ ), અશ્વાદિક પશુ છોડવાથી ગોષ્ઠમાં જાય છે ( ૭-૫-૩૨ ઋચા ૩ ). અને શિશિરકાલમાં શીતનિવારણાર્થે આતપ ( ઘામ ) માં ઉભે, ( ૭-૫-૩૨ ઋચા ૨ ). અને પોતાના નૂતન બચ્ચાને ચાટે છે ( ૭-૫-૨૮ ઋચા ૭ ), નાનાં નાનાં વાછરડાં એક રસીથી બાંધ્યાં જાય છે. ( ૭-૬-૧૭ ઋચા ૪ ), એવી નાની નાની અનેક હકીકત વેદમાં ઉપલબ્ધ થાય છે.

૪૧. પૂર્વોક્ત પ્રકારથી વેદ અપૌરૂષેય છે, અતિ ગભીર છે, એથી તેમાં કોઇ વિષયનો સમાવેશ ન હોય તે વિષયનું અવગાહન કરવું એ મારા સમાન અલ્પમતિ અને અલ્પશક્તિવાળાનો પ્રયાસ બુદ્ધિમત્તાપૂર્વક તો નહીં જ કહ્યો જાય, પણ સાહસીમાં જ ગણના થશે. તથાપિ કેટલાક દિવસો થયાં મનમાં વિચાર-તરંગ ઉઠતી રહ્યો હતો તેનું શમન કરવા અર્થે એવો પ્રસંગ પામીને લાગ લીધો છે.

આ પ્રસંગ પર ( જુનાગઢના ) રા. રા. ભાઇ મોતીલાલ વિ. રવિશંકર ઘોડાનો ઉપકાર માનું છું. નામદાર વડોદરા સરકારે ઋગ્વેદના સાયણભાષ્યનું ગુર્જર ભાષાન્તર કરવાનું તેને સુપ્રત કર્યું છે અને મુદ્રિત કરાવવાનું મંજુર કર્યું છે. રા મોતીલાલજીએ તે ગ્રન્થની પ્રસ્તાવના રૂપે વિષય ઉપયુક્ત થાય તે અર્થે નોટ કરીને મોકલવા મને સૂચના કરી મેં તે ઉદ્દેશથી આ વિષયની યથામતિ રચના કરી છે. પ્રમાદનો ક્ષમાપાત્ર હુ છું

વકીલ ગુલાબરાય વિ છાયા-રાજકોટ.

# અનુવાદકના બે બોલ [1]

આ ઋગ્વેદ સંહિતાના વિષયમાં વિસ્તારવાળી પ્રસ્તાવના પ્રસિદ્ધ કરવા મને ઘણા વખતથી ઉમેદ હતી અને તે ઉદ્દેશથી ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન્ આચાર્ય દા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવને મેં વિજ્ઞપ્તિ કરેલી પરંતુ સંયોગવશાત્ વ્યવસાયના અત્યંત દબાણના લીધે મારી ઇચ્છા સંતોષાઇ નહિ આ સંબંધમાં તેઓશ્રીએ તેમના તા. ૨૧-૮-૨૯ ના પત્રમાં નીચેની મતલબે લખેલું:—

ગ. રા. ભાઇ

તમારો પહેલો પત્ર અને બીજો એનું સ્મરણ આપનારો—બન્ને મળ્યા. અત્યાર સુધી ઉત્તર લખવામાં વિલંબ થયો તેનું કારણ ઉત્તરની બાબતમાં મનની ઘાલમેલ ઋગ્વેદ સંહિતાનું ભાષાન્તર કરવામાં તમે ગુજરાતને મોટી સેવા બજાવી અને હું એનો ઉપોદ્ઘાત પણ ન લખી આપું એમાં હું એક મોટો સેવાનો પ્રસંગ ગુમાવું છું મેં બહુ વિચાર કર્યો પણ આખરે શોકભરી રીતે પણ નિશ્ચયપૂર્વક “ ના ” લખવી એજ માર્ગ ઉચિત જણાયો... ........ .. ...... .. ......... .

આવા સંયોગમાં મેં રાજકોટના સુપ્રસિદ્ધ વૃદ્ધવર્ય વડનગરા નાગર ગૃહસ્થ તથા મારા સદ્ગત પિતાના પરમસ્નેહી સદ્ધર્મભાસ્કર વકીલ શ્રીયુત પરમપૂજ્ય મુરબ્બી ગુલાબરાય વ્રજેશંકર છાયાને ઋગ્વેદવિષયક પ્રસ્તાવના લખવા વિજ્ઞપ્તિ કરેલી હતી તેઓશ્રી ઋગ્વેદી છે તેથી તે વેદનો તેમણે સૂક્ષ્મતાથી અભ્યાસ કરેલો અને તેના પરિણામે “ ઋગ્વેદતત્ત્વ ” નામક ગ્રંથ પ્રકાશન કરેલો તેમાં તેમણે

ઋગ્વેદાન્તર્ગત સમગ્ર વિષયોનું હિન્દિ ભાષાના વિદ્વત્તાપૂર્ણ દિગ્દર્શન કરેલું. તેઓશ્રીની સંમતિથી મેં તેનું ગુજરાતીમાં ભાષાન્તર કરેલ છે. મારી વિજ્ઞપ્તિથી પ્રેમ તેમણે જે પરિશ્રમ લીધેલો તે માટે હું તેમનો સદાને ઋણી છું.

મને આશા છે કે ઋગ્વેદ સંહિતાની આ સમરી ધ્યાનપૂર્વક વાંચવાથી વાચકવૃંદને અવશ્ય લાભ થશે એજ.

સં. ૧૯૯૫ આશ્વિન શુદી ૧૧
સોમવાર
તા. ૨૩-૧૦-૧૯૩૯
મુ. ધારી-શાંતિકુંજ.

વકીલ મોતીલાલ રવિશંકર ઘોડા.
બી એ. એલ એલ બી.
( વેદ-વેદાન્ત-વારિધિ )

श्रीगणेशाय नमः ।

# श्री ऋग्वेदसंहिता.

## અષ્ટક ૩ વિભાગ ૧ લો.

## અધ્યાય ૧.

અ० ૩-૧-૧ મં० ૩-૧-૭

### सूक्त ७.

ઋષિઃ—વિશ્વામિત્ર. દેવતાઃ—અગ્નિ; છન્દઃ—ત્રિષ્ટુભ્.

ॐ प्रयआरुःशितिपृष्ठस्यधासेरामातराविविशुःसप्तवाणीः ।
परिक्षितापितरासंचरेतेप्रसर्स्रातेदीर्घमायुःप्रयक्षे ॥१॥

प० प्र । ये । आरुः । शितिऽपृष्ठस्य । धासेः । आ । मातरा । विविशुः । सप्त । वाणीः । परिऽक्षिता । पितरा । सम् । चरेते इति । प्र । सर्स्राते इति । दीर्घम् । आयुः । प्रऽयक्षे ॥ १ ॥

અ० નીલવર્ણની પૃષ્ઠવાળા સર્વપ્રાણિઓના ધારયિતા અગ્નિ દેવનાં રશ્મિઓ પ્રકર્ષણપણે પ્રયાણ કરે છે. તે રશ્મિઓ,

घावापृथिवी विषे ચોમેર પ્રવિષ્ટ હોય છે. તેમજ, સર્પણ-સ્વભાવ વનનીય નદીઓ વિષે પ્રવિષ્ટ હોય છે. પરિતઃ વર્તમાન **ઘાવાપૃથિવી,** તે અગ્નિવડે સમ્યક્ વ્યવહરે છે. તેમજ પ્રકર્ષપણે યજન કરવાને અગ્નિના ચિરંજીવનને વા પ્રભૂત અન્નને પ્રમરાવે છે-સંપાદન કરે છે. યદ્વા, **ઘાવાપૃથિવી** યજનારાના આયુષ્યને પ્રકર્ષપણે સતત સંપાદન કરે છે. ૧

दिवक्षसोधेनवोवृष्णोअश्वांदेवीरातंस्थौमधुमद्वहन्तीः ।
ऋतस्यत्वासदसिक्षेमयन्तंपर्येकाचरतिवर्तनिंगौः ॥२॥

प० दिवक्षसः । धेनवः । वृष्णः । अश्वाः । देवीः । आ । तस्थौ । मधुमत । वहन्तीः । ऋतस्य । त्वा । सदसि । क्षेमयन्तम् । परि । एका । चरति । वर्तनिम् । गौः ॥२॥

अ० કામોની વરસાવનારી, અગ્નિદેવની વાહનરૂપ આ રોહિતવર્ણની વડવાઓ ઘુલોકવિષે વ્યાપ્ત થઈ પ્રીતિને ઉત્પન્ન કરાવનારી હોય છે; તે આ **અગ્નિદેવ,** માધુર્યોપેત ઉદકને વહન કરતી ઘોતનશીલ નદીઓ પ્રતિ આસ્થિત હોય છે. માધ્યમિકા નામની એક વાણી, ઉદકના સ્થાન અન્તરિક્ષ વિષે આત્માવાસની ઇચ્છા કરનાર, જ્વાલાને પ્રવર્તાવનાર તૂંને હે અગ્ને ! સેવન કરે છે. ૨

आसीमरोहत्सुयमाभवन्तीःपतिश्चिकित्वान्रयिविद्रयीणाम् ।
प्रनीलपृष्ठोअतसस्यधासेस्ताअवासयत्पुरुधप्रतीकः ॥३॥

प० आ । सीम् । अरोहत । सुयमाः । भवन्तीः । पतिः । चिकि-

त्वान्। रयिऽवित्। रयीणाम्। प्र। नीलऽपृष्ठः। अतसस्यं।
धासिः। ताः। अवासयत्। पुरुऽप्रतीकः॥ ३॥

अ० धनोमध्ये विशिष्ट धननो लंभयिता, ज्ञानवान्, अश्वोनो पति, सर्वतः सुखे-नियमन-शक्य-वडवाओनुं आरोहरण करनार, नीलपृष्ठनो बहुधा विक्षिप्त अंगवाळो ते अग्निदेव, सतत-गमनना पोषणार्थं ते वडवाओने प्रकर्षपणे वासयित करे छे अर्थात् निवास-विश्रान्ति वडे श्रमापपन करे छे. ३

महित्वाष्ट्रमूर्जयन्तीरजुर्यस्तंभूयमानंवहतोवहन्ति।
व्यंगेभिर्दिद्युतानःसधस्थएकामिवरोदसीआविवेश ॥४॥

प० महिं। त्वाष्ट्रम्। ऊर्जयन्तीः। अजुर्यम्। स्तभुऽयमानम्।
वहतः। वहन्ति। वि। अंगेभिः। दिद्युतानः। सधऽस्थे।
एकाम्ऽइव। रोदसी इति। आ। विवेश॥ ४॥

अ० अबलने बलवान् करनार, वहनपरायण नदीओ, महान्, त्वष्टाना पुत्र, नाश-करवाने-अनर्ह, लोकोना धारण करनार अग्निदेवने धारण करे छे. जळोनी समीप, अवयवो वडे देदीप्यमान सतो अग्निदेव, पुरुष जेम कोइ स्त्रीप्रति प्रवेश करे तेम विविध रीते द्यावापृथिवी प्रति प्रवेश करे छे. ४

*जानन्तिवृष्णोअरुपस्यशेवमुतब्रध्नस्यशासनेरणन्ति।
दिवोरुचःसुरुचोरोचमानाइळायेषांगण्यामाहिनागीः॥५॥१॥

---

* ( अस्यशासुरुभयासःसचन्तेहविष्मन्तउशिजो येअमर्ता। ऋ. सं. १-४-२६ ). ५

प० जानन्ति । वृष्णः । अरुषस्य । शेवम् । उत । ब्रध्नस्य । शासने । रणन्ति । दिवःरुचः । सुरुचः । रोचमानाः । इळा । येषाम् । गण्या । माहिना । गीः ॥ ५ ॥ १ ॥

अ० જનો, કામોના વર્ષિતા શત્રુરહિતપતા વડે રોચમાન અગ્નિ સમ્બન્ધિ આશ્રયવિષયકસુખને જાણે છે વળી, જાણનારા તે જનો, મહાન્ અગ્નિની આજ્ઞામાં રમણ કરે છે. જે મનુષ્યોને અગ્નિવિષયક મહતી સ્તુતિ ગણનીયા–પૂજ્યા હોય, તેઓ દ્યુલોકના જેવા રોચક, શોભન–દીપ્તિવાળા દેદીપ્યમાન હોય છે. ५

इतितृतीयस्यप्रथमेप्रथमोवर्गः ॥ १ ॥

उतोपितृभ्यांप्रविदानुघोषंमहोमहद्भ्यामनयन्तशूषम् ।
उक्षाहयत्रपरिधानमक्तोरनुस्वंधामंजरितुर्ववक्ष ॥६॥

प० उतो इति । पितृऽभ्याम् । प्रऽविदा । अनु । घोषम् । महः । महत्ऽभ्याम् । अनयन्त । शूषम् । उक्षा । ह । यत्र । परि । धानम् । अक्तोः । अनु । स्वम् । धाम । जरितुः । ववक्ष ॥ ६ ॥

अ० વળી યજનારાઓએ, મહાનના મહાન્ માતૃપિતૃભૂત દ્યાવાપૃથિવીથી પ્રવેદન–અનુભવ વડે અનુઘુષ્યમાણ–અત્યંત પ્રસિદ્ધ અગ્નિસુખ પ્રાપ્ત કરેલું, તે અગ્નિ, યજનારાઓ પરત્વે વૃષ્ટ્યુત્પાદન વડે સેકતા એવો, રાત્રિના પરિતઃ ધારક–આત્મીય તેજને સ્તોતાની સ્તુતિના શ્રવણાર્થ નિશ્ચે સમીપ વહન કરે છે અર્થાત્ સંનિહિત કરે છે. ६

अध्वर्युभिःपंचभिःसप्तविप्राःप्रियंरक्षन्तेनिहितंपदंवेः ।
प्राञ्चोमदन्त्युक्षणोअजुर्यादेवादेवानामनुहिव्रतागुः ॥७॥

प० अध्वर्युऽभिः । पञ्चऽभिः । सप्त । विप्राः । प्रियम् । रक्षन्ते । निऽहितम् । पदम् । वेरिति वेः । प्राञ्चः । मदन्ति । उक्षणः । अजुर्याः । देवाः । देवानाम् । अनु । हि । व्रता । गुरिति गुः ॥ ७ ॥

અ૦ સપ્ત મેધાવી હોત્રો પાંચ અધ્વર્યુઓ સહ, ગમન-સ્વભાવ-અગ્નિના પ્રિય, નિહિત આહવનીયાત્મક પદનું પરિપાલન કરે છે. સોમપાનાર્થ પ્રાગ્મુખે ગમન કરનાર, નાશ કરવાને અશક્ય, સોમરસના સેક્તા દેવો-સ્તોતાઓ હર્ષિત થાય છે. તે દેવો, દેવો સંબંધી યજ્ઞોને અનુગમન કરે છે અર્થાત્ અગ્નિના પ્રસાદથી દેવો, નિશ્ચે યજ્ઞોને પ્રાપ્ત કરે છે. ૭

दैव्याहोताराप्रथमान्यृंजेसप्तपृक्षासःस्वधयामदन्ति ।
ऋतंशंसन्तऋतमित्तआहुरनुव्रतंव्रतपादीध्यानाः ॥८॥

प० दैव्या । होतारा । प्रथमा । नि । ऋञ्जे । सप्त । पृक्षासः । स्वधया । मदन्ति । ऋतम् । शंसन्तः । ऋतम् । इत् । ते । आहुः । अनु । व्रतम् । व्रतऽपाः दीध्यानाः ॥ ८ ॥

અ૦ મંત્રદ્રષ્ટા હું વિશ્વામિત્ર ઋષિ, દેવતારૂપ, હોમનિષ્પાદક મુખ્ય ઉભય અગ્નિને પ્રસાધિત કરું છું. સપ્તહોત્રો, સોમવડે હર્ષિત થાય છે, સ્તોત્ર-શંસન કરતા, યજ્ઞકર્મના રક્ષિતા દેદીપ્યમાન તે હોત્રો, યજ્ઞકર્મ વિષે અગ્નિને કેવળ સત્યરૂપે વદે છે. ૮

वृषायन्ते महे अत्याय पूर्वीर्वृष्णे चित्राय रश्मयः सुयामाः ।
देव होतर्मन्द्रतरश्चिकित्वान्महो देवान्रोदसी एह वक्षि ॥९॥

प० वृषऽयन्ते । महे । अत्याय । पूर्वीः । वृष्णे । चित्राय ।
रश्मयः । सुऽयामाः । देव । होतरिति । मन्द्रऽतरः । चिकि-
त्वान् । महः । देवान् । रोदसी इति । आ । इह ।
वक्षि ॥ ९ ॥

અ૦ દેદીપ્યમાન દેવોના આહ્વાતા હે અગ્ને ! મહાન્, સર્વ પદાર્થોને અતિક્રમણ કરી વર્તનાર નાનાવિધ વર્ણના, યજ્ઞ દેવોવડે પૂજ્ય કામોના વર્ષિતા-તૂ અર્થ અતિશયે વિસ્તૃત રશ્મિઓ, સંયમની પેરે હોય છે અથવા મહાન્, વિચિત્ર, વર્ષિતા અગ્નિના બહુ રશ્મિઓ, વૃષાની પેરે આચરે છે અર્થાત વૃષ્ટિ-ઉત્પાદન દ્વારા પર્જન્યવત્ આચરે છે યજ-નારાનો અત્યંત માદયિતા જ્ઞાનોપેત તૂ, પૂજ્ય-યષ્ટવ્ય-દેવોને અને દ્યાવાપૃથિવીને આ વૈદિકકર્મ વિષે આવહન કર ૯

पृक्षप्रयजो द्रविणः सुवाचः सुकेतव उषसो रेवदूषुः ।
उतो चिदग्ने महिना पृथिव्याः कृतं चिदेनः सं महे दशस्य ॥१०॥

प० पृक्षऽप्रयजः । द्रविणः । सुऽवाचः । सुऽकेतवः । उषसः ।
रेवत् । ऊषुः । उतो इति । चित् । अग्ने । महिना ।
पृथिव्याः । कृतम् । चित् । एनः । सम् । महे ।
दशस्य ॥ १० ॥

અ૦ સતતગમન સ્વભાવવાળા હે અગ્ને ! હવિર્લક્ષણ અન્નો પ્રકર્ષપણે યજન કરવાનું જેવિષે આરંભાય છે,

પ્રાતઃકાલે અનુવાકાદિ શોભન વાણીઓ જે વિષે વ્યાપ્ત થાય તે મનુષ્યોના શબ્દો વડે સુપ્રધાન સ્વરૂપ ઉષાઓ, અમે ધનયુક્ત થઇએ તે પ્રકારે અમને પ્રકાશિત હો. વળી હે અગ્ને ! ત્હારી વિસ્તીર્ણ જ્વાલાના મહત્વવડે, જે કાંઇ પાપ કરેલું હોય તેને હું યજનાશ અર્થે સમ્યક્ નાશ કર. ૧૦

इळांमग्नेपुरुदंसंसनिंगोःशंश्वत्तमंहवंमानायसाध ।
स्यान्नःसूनुस्तनंयोविजावाग्नेसातेसुमतिर्भूत्वस्मे ॥११॥२॥

૧૦ इळाम् । अग्ने । पुरुदंसम् । सनिम् । गोः । शश्वत्ऽतमम् । हवमानाय । साध । स्यात् । नः । सूनुः । तनयः । विजाऽवा । अग्ने । सा । ते । सुऽमतिः । भूतु । अस्मे इति ॥ ११ ॥ २ ॥

અ० હે અગ્ને ! અનેક પરાક્રમકર્મોવાળી ગવાદિ-પશુઓ-પ્રદાત્રી-ઇળાદેવતાને હું-નિરંતર-હવમાન-યજનાર અર્થે, સિદ્ધ કર. અમને પુત્રપૌત્ર પ્રાપ્ત હો. તારી શોભન બુદ્ધિ, અમને પ્રાપ્ત હો. ૧૧(૨)

इतितृतीयस्यप्रथमेद्वितीयोवर्गः ॥२॥

## सूक्त ७.

१ प्रारुः = प्रकर्षेण गच्छन्ति = પ્રકર્ષપણે પ્રયાણ કરતી.
२ शितिपृष्ठस्य = नीलपृष्ठस्य = નીલવર્ણની પીઠના.
३ धासेः = धारयितुः = ધારણ કરનારના.
४ परिक्षिता = परितोवर्तमाने = આસપાસ વર્તમાન.
५ याणीः = यननीयानदीः ।

६ प्रयक्षे = प्रकर्षेणसततंयष्टुम् = પ્રકર્ષપણે સતત યજન કરવા.
७ द्विषक्षसः = द्विषं व्याप्य वर्तमानाः ।
८ वर्तनिम् = ज्वालाः प्रवर्तयन्तम् = જ્વાલાને પ્રવર્તાવતો.
९ अतसस्य = सततगमनस्य = સતત ગમનના.
१० धासेः = पोषणार्थम् ।
११ पुरुषप्रतीकः = बहुधाविक्षिप्तांगः = બહુધા વિક્ષિપ્ત અંગવાળો.
१२ अजुर्यम् = जरयितुमनर्हम् = નાશ કરવાને અનર્હ.
१३ अरुषस्य = रुपादिंसकास्तग्रहितस्य = શત્રુરહિત.
१४ ब्रध्नस्य = महतः ।
१५ गण्या = गणनीया पूज्या ।
१६ माहिना = महती ।
१७ परिधानम् = परितः धारकम् = ચોમેર ધારક.
१८ अक्तोः = अज्यते सिच्येत नीहारेण जगदस्याम = रात्रिः = રાત્રિના.
१९ वेः = गमनस्वभावस्य ।
२० प्रांचः = प्राग्मुखा गच्छन्तः = પ્રાઙ્મુખે ગમન કરનારા.
२१ अनुग्मुः = अन्वगच्छन् ।
२२ पृक्षासः = होतारः ।
२३ अत्यायः = सर्वान् अतिक्रम्य वर्तमानायः = સર્વ પદાર્થને અતિક્રમણ કરી વર્તનાર.
२४ प्रयिणः = सततगमनस्वभाव ।
२५ संदशस्य = संक्षपय = સમ્યક્ પ્રકારે નાશ કર.
२६ सनिम् = प्रदातीम ।
२७ विज्ञाया = अवगम्या ।

---

## सूक्त ८.

अ० ३-१-३ मं० ३-१-८

ઋષિઃ—વિશ્વામિત્ર. દેવતાઃ—૧૧ છિન્નયૂપમૂલભૂત સ્થાણુ, ૮ વિશ્વેદેવ કિંવા યૂપ. અવશિષ્ટ યૂપ. છન્દઃ—૩, ૭. અનુષ્ટુપ્. અવશિષ્ટ ત્રિષ્ટુપ્.

*अञ्जन्तित्वामध्वरेदेवयन्तोवनस्पतेमधुनादैव्येन ।
यदूर्ध्वस्तिष्ठाद्रविणेहधत्ताद्यद्वाक्षयोमातुरस्याउपस्थे ॥१॥

૧૦ अञ्जन्ति । त्वाम् । अध्वरे । देवऽयन्तः । वनस्पते । मधुना । दैव्येन । यत् । ऊर्ध्वः । तिष्ठाः । द्रविणा । इह । धत्तात् । यत् । वा । क्षयः । मातुः । अस्याः । उपऽस्थे ॥ १ ॥

અ૦ ખદિર-પલાશ-આદિ-લક્ષણ હે યૂપ ! યજ્ઞ વિષે દેવોની કામના કરનાર અધ્વર્યુ-આદિ-મનુષ્યો, દૈવીમધુ-ઘૃત વડે તૂંને વ્યાપ્ત કરે છે અર્થાત્ તું વિષે ઘૃતસિંચન કરે છે. જ્યારે તું ઊર્ધ્વસ્થ થાય છે, યદિ વા માતૃભૂત પૃથિવીના ઉત્સંગ વિષે ત્હારો નિવાસ થાય છે, અર્થાત્ યદિ ઉર્ધ્વ હો,

---

* ( एतद्वैमधुदैव्यं यदाज्यम०ऐ ब्रा. २-२ । अञ्जन्ति त्वामध्वरे देवयन्त इत्यन्वाहाध्वरे ह्येनं देवयन्तोऽञ्जन्ति वनस्पते मधुना दैव्येनेत्येतद्वैमधु दैव्यं यदाज्यंयदूर्ध्वस्तिष्ठाद्रविणेहधत्ताद्यद्वाक्षयोमातुरस्याउपस्थे इति यदिच तिष्ठासियदिचशयासैद्रविणमेवास्मासुधत्तादित्येवतदाह. ऐ. ब्रा. २-२. । १

यदि वा भूमि विषे शयन करनार हो उभयथा पण तुं अहि अमो विषे धननिधान कर १

*समिद्धस्यश्रयमाण पुरस्ताद्ब्रह्मवन्वानोअजरंसुवीरम् ।
आरेअस्मदमतिंबाधमानउच्छ्रयस्वमहतेसौभगाय ॥२॥

१० समऽइद्धस्य । श्रयमाण । पुरस्तात् । ब्रह्म । वन्वानः । अजरम् । सुऽवीरम् । आरे । अस्मत् । अमतिम् । बाध- मान. । उत् । श्रयस्व । महते । सौभगाय ॥ २ ॥

अ० हे यूप ! देदीप्यमान आहवनीयाग्निनी पुरस्तात् अर्थात् प्राचीदिशाविषे वर्तनारो, जरारहित-शोभनापत्ययुक्त अन्नने अर्पण करतो, अमारी अमतिने-शत्रुभूता अशनायाने अपनोदिन करतो, तू धनादि महान् संपत्ति अर्थे उच्छ्रित हो २

*उच्छ्रयस्ववनस्पतेवर्ष्मन्पृथिव्याअधि ।
सुमितीमीयमानोवर्चोधायज्ञवाहसे ॥ ३ ॥

---

* ( समिद्धस्य श्रयमाण पुरस्तादिति समिद्धस्य ह्येष एतत्पुरस्तादुच्छ्रयते ब्रह्म वन्वानो अजरं सुवीरमित्याशिषमेवा शास्त आरे अस्मदमतिं बाधमान इत्यशनायां वै पाप्मानमतिस्ता मेवैतदाराम्नुदते यज्ञाद्यजमानादुच्छ्रयस्व महते सौभगाये त्याशिषमेवाशास्ते—ऐ० ब्रा० २-२ ) । २

* ( उच्छ्रयस्व वनस्पत इत्युच्छ्रीयमाणायाभिरूपा यद्यज्ञे- ऽभिरूपं तत्समृद्धं वर्ष्मन्पृथिव्या अधीत्येतस्यै वै वर्ष्मन्पृथिव्यै यज्ञ गृ भ्णन्ति सुमिती मीयमानो वर्चो धा यज्ञवाहस इत्याशि- षमाशास्ते—ऐ० ब्रा० २-२ ) । ३

प० उत । श्रयस्व । वनस्पते । वर्ष्मन् । पृथिव्याः । अधि । सुऽमिती । मीयमानः । वर्चः । धाः । यज्ञऽवाहसे ॥ ३ ॥

अ० હે યૂપ ! તું પૃથિવીવિષે દેવયજનાખ્ય ઉત્કૃષ્ટદેશમધ્યે ઉછ્રિત-ઉન્નત હો. શોભન બુદ્ધિ વા શોભન પરિમાણ વડે માપ કરાતો અર્થાત્ પ્રયત્નપૂર્વક પરિચ્છેદ કરાતો તું યજ્ઞનિર્વાહક-યજનારા અર્થે અન્ન દે. ૩

*युवा सुवासाः परिवीत आगात्स उ श्रेयान्भवति जायमानः ।
तं धीरासः कवय उन्नयन्ति स्वाध्यो मनसा देवयन्तः ॥४॥

प० युवा । सुऽवासाः । परिऽवीतः । आ । अगात् । सः । ऊँ इति । श्रेयान् । भवति । जायमानः । तम् । धीरासः । कवयः । उत् । नयन्ति । सुऽआध्यः । मनसा । देवऽयन्तः ॥४॥

अ० દઢાંગવાળો અર્થાત્ અશ્વત્થ-આદિ-લક્ષણ-લક્ષિત, સુંદર-રશના-યુક્ત, તે રશના વડે આવેષ્ટિત યૂપ આગમન કરે છે. તેજ યૂપ સર્વ વનસ્પતિઓથી ઉત્કૃષ્ટતાએ સંપદ્યમાન હોય છે મનવડે દેવોની કામના કરનાર, પ્રાજ્ઞ, સર્વતઃ-ધ્યાન-યુક્ત, ક્રાંતદર્શી અધ્વર્યુ આદિ, તે યૂપને ઉન્નત કરે છે. ૪

---

* ( युवासुवासाःपरिवीत आगादित्युत्तमयापरिदधातिप्राणोवैयुवासुवासाःसोयंशरीरैःपरिवृत सउश्रेयान्भवतिजायमानइति श्रेयाञ्छ्रेयान्ह्येषभवतिजायमानस्तंधीरासःकवयउन्नयन्तिस्वाध्योमनसादेवयन्तइतियेवा अनूचानास्तेकवयस्तएवैनंतदुन्नयन्ति—ऐ० ब्रा० २-२) । ४

-*जातोजायतेसुदिनत्वेअह्नांसमर्यआविदथेवर्धमानः ।
पुनन्तिधीराअपसोमनीषादेवयाविप्रउदियर्तिवाचम् ॥५॥३॥

प० जातः । जायते । सुदिनऽत्वे । अह्नाम् । सऽमर्ये । आ ।
विदथे । वर्धमानः । पुनन्ति । धीराः । अपसः । मनीषा ।
देवऽयाः । विप्र. । उत् । इयर्ति । वाचम् ॥ ५ ॥ ३ ॥

અ० પૃથિવી વિષે પ્રથમોત્પન્ન યૂપ, મનુષ્યો-સહિત-યજ્ઞવિષે ચોમેર વધતો, અર્થાત્ ધૃતાંજન-રશનાપરિવ્યયણ-આદિ વડે સર્વતઃ શોભતો દિવસોના સુદિનત્વ પરત્વે પ્રાપ્ત થાય છે અર્થાત્ પશુનિયોજન-આદિ-દ્વારા યજ્ઞનિર્વાહકતાએ કરીને દિવસોને સુદિનરૂપે સંપાદન કરે છે. કર્મવંત-પ્રજ્ઞાનવંત અધ્વર્યુ આદિ, બુદ્ધિવડે તે યૂપને પવિત્ર કરે છે. અર્થાત્ પ્રક્ષાલનાદિ કર્મ વડે શોધિત કરે છે. દેવોનું યજન કરનાર, વા તેમને હવ્યાન્ન પ્રાપ્ત કરાવનાર મેધાવી હોતા, યૂપવિષયક સ્તુતિલક્ષણ વાણીને પ્રેરિત કરે છે. ૫

इतितृतीयस्यप्रथमेतृतीयोवर्गः ॥३॥

यान्वोनरोदेवयन्तोनिमिम्युर्वनस्पतेस्वधितिर्वाततक्ष ।
तेदेवासःस्वरवस्तस्थिवांसःप्रजावदस्मेदिधिषन्तुरत्नम् ॥६॥

* ( जातोजायतेसुदिनत्वेअह्नामितिजातोह्येषएतज्जाय-
तेसमर्यआविदथेवर्धमानइतिवर्धयन्त्येवैनंतत्पुनन्तिधीराअ-
पसोमनीषेतिपुनन्त्येवैनं तद्देवया विप्रउदियर्ति वाचमिति-
दैव्यमेवैनंतन्निवेदयति—ऐ० ब्रा० २-२ ) । ५

प० यान् । वः । नरः । देवऽयन्तः । निऽमिम्युः । वनस्पते । स्वऽधितिः । वा । ततक्ष । ते । देवासः । स्वरवः । तस्थिऽवांसः । प्रजाऽवत् । अस्मे इति । दिधिषन्तु । रत्नम् ॥६॥

अ० હે યૂપો ! દેવકામનાવાળા કર્મનેતાઓ–અધ્વર્યુ આદિ મનુષ્યોએ જે તમને અવટ–કૂપ વિષે પ્રક્ષિપ્ત કરેલા. વળી, હે વનસ્પતે ! પરશુએ ત્હારા યૂપોનો છેદ કરેલો. દેદીપ્યમાન, પૃથક્ ટુકડાબંધ ઉભેલા યૂપો, આ યજનારા–યજન કરનારાને અપત્ય તથા ઉત્તમ ધનધારણ અર્પણ કરો. ૬

येवृक्णासोअधिक्षमिनिमितासोयतस्रुचः ।
तेनोव्यन्तुवार्यंदेवत्राक्षेत्रसाधसः ॥ ७ ॥

प० ये । वृक्णासः । अधि । क्षमि । निऽमितासः । यतऽस्रुचः । ते । नः । व्यन्तु । वार्यम् । देवऽत्रा । क्षेत्रऽसाधसः ॥७॥

अ० ભૂમિ વિષે પરશુવડે છિન્ન જે યૂપો ઋત્વિજો વડે અવટો મધ્યે-નિરન્તર પ્રક્ષિપ્ત હોય છે. ક્ષેત્ર–યજ્ઞના તે યૂપો અમારા વરણીય–સંભજનીય હવ્યાન્નને દેવો મધ્યે પ્રાપ્ત કરાવો અર્થાત્ અમારાં હવ્યાન્નને દેવાધીન કરો. ૭

आदित्यारुद्रावसवःसुनीथाद्यावाक्षामापृथिवीअन्तरिक्षम् ।
सजोषसोयज्ञमवन्तुदेवाऊर्ध्वंकृण्वन्त्वध्वरस्यकेतुम् ॥८॥

प० आदित्याः । रुद्राः । वसवः । सुऽनीथाः । द्यावाक्षामा । पृथिवी । अन्तरिक्षम् । सऽजोषसः । यज्ञम् । अवन्तु । देवाः । ऊर्ध्वम् । कृण्वन्तु । अध्वरस्य । केतुम् ॥ ८ ॥

અ૦ યજ્ઞના સુષ્ઠુ નેતા રૂપ દ્વાદશ આદિત્યો, એકાદશ રૂદ્રો, અષ્ટ વસુદેવો, યદ્વા સુંદર પ્રકારની સ્તુતિ કરાતા આદિત્યાદિક દેવો, દ્યાવાપૃથિવી દેવતા તથા વિસ્તીર્ણ અન્તરિક્ષ, આ સર્વ દેવો, એકમત્યવડે પરસ્પર સંગત થઈને અમારા યજ્ઞનું રક્ષણ કરો. યજ્ઞના હેતુ-ધ્વજભૂત વા પ્રજ્ઞાપક આ યૂપને ઉન્નિદ્ભૂત કરો ૮

हसाईवश्रेणिशोयतांनाःशुक्रावसांना स्वरवोनआगुः ।
उन्नीयमांना कविभिःपुरस्तादेवादेवानामपियन्तिपाथः ॥९॥

प० हुसाःइव । श्रेणिऽशः । यतांनाः । शुक्राः । वसांनाः ।
स्वरंवः । न । आ । अगुः । उत्ऽनीयमांनाः । कविऽभिः ।
पुरस्तात् । देवाः । आपि । यन्ति । पाथः ॥ ९ ॥

અ૦ દેદીપ્ત વસ્ત્રોને ધારણ કરનાર પંક્તિશઃ પ્રવર્તમાન-નભ વિષે પંક્તિશઃ પતન કરનારા હંસો શોભે તેમ શોભતા તે ટુકડાબંધ યૂપો અમને પ્રાપ્ત થયલા વળી, અધ્વર્યુ-આદિ-મેધાવી-મનુષ્યો વડે આહવનીય અગ્નિના પૂર્વભાગ વિષે ઉન્નીયમાણ દેદીપ્યમાન તે યૂપો, દેવોના સ્થાનરૂપ અન્તરિક્ષને પ્રાપ્ત કરે અર્થાત્ અતિદૈર્ઘ્યના લીધે તે યૂપો અન્તરિક્ષને વ્યાપ્ત કરે છે ૯

शृंगांणीवेच्छृंगिणांसंदंदृश्रेचषालवन्तः स्वरंवः पृथिव्याम् ।
वाघद्भिर्वाविहवेश्रोषमाणाअस्माँअवन्तुपृतनाज्येषु ॥१०॥

प० शृंगाणिऽइव । इत् । शृंगिणाम् । सम् । ददृश्रे । चषालऽव-

वन्तः । स्वरवः । पृथिव्याम् । वाघत्ऽभिः । वा । विऽहवे ।
श्रोषमाणाः । अस्मान् । अवन्तु । पृतनाज्येषु ॥ १० ॥

અ० ટુકડાબંધ સ્વરુ—સમારેલ યૂપો, પૃથિવીવિષે મહિષ આદિનાં શૃંગો જેવા સમ્યક્ પ્રકારે દૃષ્ટ થાય છે. વળી, તે યજ્ઞ વિષે ઋત્વિજો વડે કરાતા સ્તુતિલક્ષણ શબ્દને શ્રવણ કરતા યૂપો, સંગ્રામ મધ્યે યજમાનોનું રક્ષણ કરો. ૧૦

वनस्पतेशतवल्शोविरोहसहस्रवल्शाविवयंरुहेम ।
यंत्वामयंस्वधितिस्तेजमानःप्रणिनायमहतेसौभगाय ॥११॥४॥

प० वनस्पते । शतऽवल्शः । वि । रोह । सहस्रऽवल्शाः । वि । वयम् । रुहेम । यम् । त्वाम् । अयम् । स्वऽधितिः । तेजमानः । प्रऽनिनाय । महते । सौभगाय ॥ ११ ॥ ४ ॥

અ० હે વનસ્પતે—છિન્નયૂપ—મૂલભૂત હે સ્થાણો ! શતશાખાવાળો સતો, તું વિશેષે પ્રાદુર્ભૂત હો. અમે પુત્રપૌત્રાદિ સન્તાન પરંપરાએ સેંકડો શાખાવાળા સતા, વિશેષે પ્રાદુર્ભૂત—વૃદ્ધિંગત થઈએ. હે સ્થાણો ! નિશિત—તીક્ષ્ણ ધારવાળા આ પરશુએ જે તુંને બહુશાખત્વ—લક્ષણ—સૌભાગ્ય પ્રકર્ષપણે પ્રાપ્ત કરાવેલું. ૧૧

इति तृतीयस्यप्रथमेचतुर्थोवर्गः ॥ ४ ॥

## सूक्त ८.

१ क्षयः = निवास. ।
२ यच्छानः = प्रयच्छन् = અર્પણ કરતો.
३ श्रयमाण = वर्तमानः ।
४ अमतिम् = अशनायाम् = ભુભુક્ષા.
५ वर्ष्मन् = उत्कृष्टे देवयजनाख्ये देशे = ઉત્કૃષ્ટ દેવયજનાખ્ય ભાગ વિષે.
६ सुमिती = शोभमानया बुद्ध्या वा शोभमानेन परिमाणेन = શોભનબુદ્ધિ વા પરિમાણ વડે.
७ यज्ञवाहसे = यज्ञवाहकाय यजमानाय = યજ્ઞનિર્વાહક યજમાનાર્થ.
८ परिवीत = आवेष्टित. ।
९ निमिम्यु. = अवटेषु प्रक्षिप्तिषु = કૂપવિષે પ્રક્ષિપ્ત કર્યા.
१० वृक्णास. = परशुनाछिन्नाः = પરશુ વડે છેદેલા.
११ निमितास: = अवटेषु नितरां प्रक्षिप्ता = ગર્ત વિષે ઊંડે પ્રક્ષિપ્ત કરેલા.
१२ यतस्रुच. = ઋત્વિજો વડે.
१३ क्षेत्रसाधस = यज्ञस्य साधक = યજ્ઞના સાધક.
१४ यतानाः = प्रयतमाना ।
१५ स्वरव = स्वरुमन्तः = સ્વરુમંત.
१६ पाथ. = स्थानम् ।
१७ वपालवतः = प्रतिमुक्तकटकाः ।
१८ श्रोषमाणाः = स्तुतिशब्दं शृणवंतः = સ્તુતિને શ્રવણ કરતા
१९ विदथे = यज्ञे = યજ્ઞ વિષે
२० शतवल्शः = शतशाख. = સેંકડો શાખાવાળો.
२१ तेजमानः = निशितधारः = તીક્ષ્ણ ધારવાળો.

---

# सूक्त ९.

ऋषि:-विश्वामित्र; देवता:-अग्नि; छन्द:-१-८ बृहती, ९ त्रिष्टुभ्.

सखायस्त्वावहमहेदेवंमर्तासऊतये ।
अपांनपातंसुभगंसुदीदितिंसुप्रतूर्तिमनेहसम् ॥ १ ॥

प० सखायः । त्वा । ववृमहे । देवम् । मर्तासः । ऊतये ।
अपाम् । नपातम् । सुऽभगम् । सुऽदीदितिम् । सुऽप्रतूर्तिम् ।
अनेहसम् ॥ १ ॥

अ० हे अग्ने ! अमे सखा ऋत्विजो, जळोना नाता-पौत्र, शोभन-धन-युक्त, शोभन दीप्तिवाळा, शोभन-प्रतरण अर्थात कर्मानुष्ठाताओवडे-सुखे-गन्तव्य उपद्रवरहित-तूं-देवने, रक्षणार्थे वरीए-प्रार्थीये छीए. १

कायमानोवनात्वंयन्मातृरजगन्नपः ।
नतत्तेअग्नेप्रमृषेनिवर्तनंयद्दूरेसन्निहाभवः ॥२॥

प० कायमानः । वना । त्वम् । यत् । मातृः । अजगन् ।
अपः । न । तत् । ते । अग्ने । प्रऽमृषे । निऽवर्तनम् ।
यत् । दूरे । सन् । इह । अभवः ॥ २ ॥

अ० हे अग्ने ! काननोनुं रक्षण करवा कामना करातो तूं, जे कारण त्हारां मातृभूत आपोजळ प्रति प्राप्त थयलो छे,

## सूक्त ८.

१ क्षयः = निवासः ।
२ यन्यातः = प्रयच्छन् = અર્પણ કરતો.
३ श्रयमाणः = वर्तमानः ।
४ अमतिम् = अशनायाम् = ભુભુક્ષા.
५ वर्ष्मन् = उत्कृष्टे देवयजनाख्ये देशे = ઉત્કૃષ્ટ દેવયજનાખ્ય ભાગ વિષે.
६ सुमिती = शोभमानया बुद्धया वा शोभमानेन परिमाणेन = શોભનબુદ્ધિ વા પરિમાણ વડે.
७ यज्ञवाहसे = यज्ञवाहकाय यजमानाय = યજ્ઞનિર્વાહક યજમાનાર્થે.
८ परिवीतः = आवेष्टितः ।
९ निभिम्यु. = अवटेपु प्रक्षिप्तिपुः = કૂપ વિષે પ્રક્ષિપ્ત કર્યા.
१० वृक्णासः = परशुनाछिन्नाः = પરશુ વડે છેદેલા.
११ निमितासः = अवटेपु नितरा प्रक्षिप्ताः = ગર્ત વિષે ઊંડ પ્રક્ષિપ્ત કરેલા.
१२ यतस्रुचः = ઋત્વિજો વડે.
१३ क्षेत्रसाधस = यज्ञस्य साधक = યજ્ઞના સાધક.
१४ यतानाः = प्रवर्तमानाः ।
१५ स्वरव = स्वरुमन्तः = સ્વરૂમંત.
१६ पाथः = स्थानम् ।
१७ चषालवंतः = प्रतिमुक्तकटकाः ।
१८ घोषमाणाः = स्तुतिशब्दं शृणवंतः = સ્તુતિને શ્રવણ કરતા
१९ विदथे = यज्ञे = યજ્ઞ વિષે.
२० शतवल्शः = शतशाखः = સેંકડો શાખાવાળો.
२१ तेजमानः = निशितधारः = તીક્ષ્ણ ધારવાળો.

## सूक्त ९.

ऋषिः-विश्वामित्रः देवताः-अग्नि; छन्दः-१-८ બૃહતી, ९ त्रिष्टुभ्.

सखायस्त्वाववृमहेदेवंमर्तासऊतये ।
अपांनपातंसुभगंसुदीदितिंसुप्रतूर्तिमनेहसम् ॥ १ ॥

प० सखायः । त्वा । ववृमहे । देवम् । मर्तासः । ऊतये ।
अपाम् । नपातम् । सुऽभगम् । सुऽदीदितिम् । सुऽप्रतूर्तिम् ।
अनेहसम् ॥ १ ॥

अ० હે અગ્ને ! અમે સખા ઋત્વિજો, જળોના નપ્તા-પૌત્ર, શોભન-ધન-યુક્ત, શોભન દીપ્તિવાળા, શોભન-પ્રતરણ અર્થાત કર્માનુષ્ઠાતાઓવડે-સુખે-ગન્તવ્ય ઉપદ્રવરહિત-તું-દેવને, રક્ષણાર્થે વરીએ-પ્રાર્થિયે છીએ. १

कायमानोवनात्वंयन्मातृरजगन्नपः ।
नतत्तेअग्नेप्रमृषेनिवर्तनंयद्दूरेसन्निहाभवः ॥२॥

प० कायमानः । वना । त्वम् । यत् । मातृः । अजगन् ।
अपः । न । तत् । ते । अग्ने । प्रऽमृषे । निऽवर्तनम् ।
यत् । दूरे । सन् । इह । अभवः ॥ २ ॥

अ० હે અગ્ને ! કાનનોનું રક્ષણ કરવા કામના કરાતો તું, જે કારણ ત્હારાં માતૃભૂત આપોજળ પ્રતિ પ્રાપ્ત થયલો છે.

તેથી ત્હારૂં નિવર્તન-વિનાશ લક્ષિત થાય છે તે સહન કરાતો નથી. કેમકે, દૂર સતો મન્થનથી ક્ષણમાત્રે અમારી સમીપ પ્રાપ્ત થાય છે તેથી ત્હારૂં દૂરત-વર્તન અમને રૂચતુ નથી. ૨

अति॑तृ॒ष्टंव॑क्षि॒थाथै॒वसु॒मना॑असि ।
प्रप्रा॒न्येय॒न्ति॒पर्य॒न्यआ॑सते॒येषां॑स॒ख्येअसि॑श्रितः ॥३॥

प० अति॑ । तृ॒ष्टम् । व॒व॒क्षि॒थ॒ । अथ॑ । ए॒व । सु॒ऽमना॑ । अ॒सि॒ । प्रऽप्र॑ । अ॒न्ये । यन्ति॑ । परि॑ । अ॒न्ये । आ॒स॒ते॒ । येषा॑म् । स॒ख्ये । असि॑ । श्रितः॑ ॥ ३ ॥

अ० હે અગ્ને ! સ્તોતાની તૃષ્ણાભિલાષાને તદુચિત ફલપ્રદાન વડે સફલ કરવા તૂ અતિશયે તત્પર થાય છે. એથી જ, તૂં સંતુષ્ટ-મનસ્ક વર્તે છે તૂ જે સોળ ઋત્વિજોની મૈત્રતા પરત્વે શ્રિત હોય છે તે મધ્યે અધ્વર્યુપ્રભૃતિ અન્ય દ્વાદશ ઋત્વિજો હોમ કરવા પ્રકર્ષપૂર્વક ગમન કરે છે ઉદ્ગાતા પ્રભૃતિ અન્ય ચાર ઋત્વિજો, પરિત-આસીન વર્તે છે. ૩

ई॑यि॒वांस॒मति॒स्रिधः॒ शश्व॑ती॒रति॑स॒श्चतः॑ ।
अन्वी॑मविन्दन्निचि॒रासो॑अ॒द्रुहो॒प्सुसिं॒हमि॑वश्रि॒तम् ॥४॥

प० ई॒यि॒ऽवांस॑म् । अति॑ । स्रिधः॑ । शश्व॑तीः । अति॑ । स॒श्चतः॑ । अनु॑ । ई॒म् । अ॒वि॒न्द॒न् । नि॒ऽचि॒रासः॑ । अ॒द्रुहः॑ । अ॒प्ऽसु । सिं॒हम्ऽइ॑व । श्रि॒तम् ॥ ४ ॥

अ० હે અગ્ને ! દ્રોહ-ન-કરનાર નિરંતર-ચિરંતન-વિશ્વેદેવોએ, શોષકશત્રુઓને અતિક્રમણ કરી ગમનકરનાર, બહુ

સંગતિકારિણી સેનાઓને અતિક્રમણ કરી ગમનકરનાર, આપોજળ વિષે તિરોહિત, (એથી જ) ગુહાપ્રવિષ્ટ સિંહની પેરે ભયંકર–આ–તૂંને અનુગમન કરીને પ્રાપ્ત કર્યો. ४

ससृवांसमिवत्मनाग्निमित्थातिरोहितम् ।
ऐनंनयन्मातरिश्वापरावतोदेवेभ्योमथितंपरि ॥५॥५॥

प० ससृवांसम्ऽइव । त्मना । अग्निम् । इत्था । तिरःऽहितम् ।
आ । एनम् । नयत् । मातरिश्वा । पराऽवतः । देवेभ्यः ।
मथितम् । परि ॥ ५ ॥ ५ ॥

अ० સ્વાચ્છન્દ્યપૂર્વક ગમન કરતા પુત્રને પિતા જેમ ખલ મનુષ્યથી આનયન કરે તેમ માતરિશ્વા વાયુએ, આપ્રકારે સ્વેચ્છાએ આપોજળ વિષે નિલીન, પશ્ચિનઃ–મન્થન વડે નિષ્પાદિત આ અગ્નિને દેવાર્થ દૂર દેશથી આણ્યો. ५

इति तृतीयस्यप्रथमेपंचमोवर्गः ॥ ५ ॥

तंत्वामर्ताअगृभ्णतदेवेभ्योहव्यवाहन ।
विश्वान्यद्यज्ञाँअभिपासिमानुषतवक्रत्वायविष्ठय ॥६॥

प० तम् । त्वा । मर्ताः । अगृभ्णत । देवेभ्यः । हव्यऽवाहन ।
विश्वान् । यत् । यज्ञान् । अभिऽपासि । मानुष । तव ।
क्रत्वा । यविष्ठ्य ॥ ६ ॥

अ० હવ્યના વોઢા હે અગ્ને ! અધ્વર્યુપ્રભૃતિ મનુષ્યોએ, તાદૃશ તૂંને યષ્ટવ્ય દેવતાર્થ ગ્રહણ કરેલો. મનુષ્યોને હિતકારિન્ યુવતમ હે અગ્ને ! ત્હારા માહાત્મ્ય વડે તૂં અમો વડે કરાતા

સર્વ યજ્ઞોને સર્વતઃ પરિપાલન કરે છે ( તેથી તુંને ગ્રહણ કરેલો છે. ) ૬

तद्भद्रंतवदंसनापाकायचिच्छदयति ।
त्वांयदग्नेपशवःसमासतेसमिद्धमपिशर्वरे ॥७॥

प० तत् । भद्रम् । तव । दंसना । पाकाय । चित् । छदयति । त्वाम् । यत् । अग्ने । पशवः । सम्ऽआसते । सम् । इद्धम् । अपिऽशर्वरे ॥ ७ ॥

અ० હે અગ્ને ! તુંસંબંધી તે આ અગ્નિહોત્રાદિક કર્મ, અર્ભકવત્ અજ્ઞ યજનારને પણ સ્વફલ-પ્રદાન વડે આચ્છાદિત કરે છે અર્થાત્ પશુપુત્રાદિ વડે પરિવૃત કરે છે. શર્વરીમુખે અર્થાત્ અગ્નિ-વિહરણકાલે જ દેદીપ્યમાન તુંને દ્વિપદો તથા ચતુષ્પદો પર્યુપાસન કરે છે. અર્થાત્, તે અગ્નિદેવ પશુ-આદિ-લક્ષણ-ફલને યજમાનાર્થ અર્પણ કરે છે. ૭

आजुहोतास्वध्वरंशीरंपावकशोचिषम् ।
आशुंदूतमजिरंप्रत्नमीड्यंश्रुष्टीदेवंसपर्यत ॥८॥

प० आ । जुहोत । सुऽअध्वरम् । शीरम् । पावकऽशोचिषम् । आशुम् । दूतम् । अजिरम् । प्रत्नम् । ईड्यम् । श्रुष्टी । देवम् । सपर्यत ॥ ८ ॥

અ० હે ઋત્વિજો ! શોધક-દીપ્તિવાળા, કાષ્ઠો અને ઓષધિઓ વિષે અનુશાયી શોભન-યજ્ઞોપેત આ અગ્નિને, આહુતિઓ

વો સમન્તાત્ તૃપ્ત કરો. વળી, કર્મવિષે વ્યાપ્ત, દેવોના દૂત રૂપ, ક્ષિપ્ર–શીઘ્ર ગન્તા, પુરાતન, સ્તોતવ્ય ઘોતમાન અગ્નિદેવની ક્ષિપ્ર સપર્યા–પૂજન કરો. ૮

*त्रीणिंशतात्रीसहस्राण्यग्निंत्रिंशच्चंदेवानवंचासपर्यन् ।
औक्षन्घृतैरस्तृणन्बर्हिरस्माआदिद्धोतारन्यसादयन्त ॥९॥६॥

९० त्रीणि । शता । त्री । सहस्राणि । अग्निम् । त्रिंशत् । च । देवाः । नव । च । असपर्यन् । औक्षन् । घृतैः । अस्तृणन् । बर्हिः । अस्मै । आत् । इत् । होतारम् । नि । असादयन्त ॥ ९ ॥ ६ ॥

અ૦ ત્રણ હજાર ત્રણસો ઓગણચાલીશ દેવોએ, આ અગ્નિદેવનું પૂજન કરેલું, તે દેવોએ, આ અગ્નિને ઘૃતવડે સિંચન કરેલું, તેમજ આ અગ્નિ અર્થે દર્ભાસન પાથરેલાં. તદનન્તરજ, તે દર્ભાસન વિષે અગ્નિને હોતા બનાવીને બેસાડેલો. ૯(૬)

इतितृतीयस्यप्रथमेषष्ठोवर्गः ॥ ६ ॥

---

* ( દેવસંખ્યા બૃહદારણ્યક વિષે અભિહિત છે.

## सूक्त ९

१ सुप्रतूर्तिम् = शोभनप्रतरणम् सुखेन गन्तव्यम् = सुખે ગન્તવ્ય
२ अनेहसम् = उपद्रवरहितम् ।
३ कायमान = कामयमान ।
४ चना = कामनानि ।
५ प्रमृषे = प्रमृष्यते सह्यते = સહન કરાય છે
६ तृष्टम् = तृष्णाभिलाषम् = તૃષ્ણાભિલાષ
७ ईयिवांसम् = गच्छन्तम् ।
८ जिविरास = नितराम् चिरन्तना = નિરન્તર ચિરતન
९ ससृवांसम् = समरन्तम् = સંસરણ—ગમન કરતા
१० पाकाय = अर्भकाय = अज्ञम यजमानम् = અજ્ઞ યજમાનને
११ शीरम् = काष्ठेषुओषधीषु अनुशायिनम् = કાષ્ઠ અને ઔષધિ વિષે અનુશાયી
१२ आशुम् = कर्मणिव्यासम् = કર્મ વિષે વ્યાપ્ત
१३ अजिरम् = क्षिप्र गन्तारम् = શીઘ્રગન્તા.
१४ मक्षू = क्षिप्रम् = ક્ષિપ્ર

## सूक्त १०.

ऋषिः—विश्वामित्र; देवता—अग्नि; छन्दः—उष्णिह्.

त्वामग्नेमनीषिणःसम्राजंचर्षणीनाम् ।
देवंमर्तासइन्धतेसमध्वरे ॥ १ ॥

प० त्वाम् । अग्ने । मनीषिणः । सम्ऽराजम् । चर्षणीनाम् ।
देवम् । मर्तासः । इन्धते । सम् । अध्वरे ॥ १ ॥

अ० हे अग्ने ! अध्वर्यु-प्रभृति-श्रीमंत-मनुष्यो, प्रजाओना अधिपति, द्योतमान-तूंने यज्ञ विषे ( सोम-आज्य-पय-प्रभृति वडे ) सम्यक् देदीप्त करे छे. १

त्वांयज्ञेष्वृत्विजमग्नेहोतारमीळते ।
गोपाऋतस्यदीदिहिस्वेदमे ॥ २ ॥

प० त्वाम् । यज्ञेषु । ऋत्विजम् । अग्ने । होतारम् । ईळते ।
गोपाः । ऋतस्य । दीदिहि । स्वे । दमे ॥ २ ॥

अ० हे अग्ने ! अध्वर्यु-आदि-मनुष्यो, यज्ञोमध्ये होता नामना तूं ऋत्विजने स्तवन करे छे. ते तूं, सत्य वा यज्ञनो गोपयिता सतो स्वकीय गृह-यज्ञशाला विषे देदीप्त हो. २

सघायस्तेददाशतिसमिधाजातवेदसे ।
सोअग्नेधत्तेसुवीर्यंसपुष्यति ॥ ३ ॥

प० सः । घ । यः । ते । ददाशति । सम्ऽइधा । जातऽवेदसे ।
सः । अग्ने । धत्ते । सुऽवीर्यम् । सः । पुष्यति ॥ ३ ॥

अ० હે અગ્ને ! જે યજનાર, જાતપ્રજ્ઞ-તું-અર્થે સમિન્ધકારી પુરોડાશ આદિ હવ્યાન્ન દે છે તે નિશ્ચે શોભન-સામર્થ્યોપેત પુત્રને ધારણ કરે છે વળી, તેજ પશુપુત્રાદિ વડે સમૃદ્ધ થાય છે. ૩

सकेतुरध्वराणामग्निर्देवेभिरागमत् ।
अंजानःसप्तहोतृभिर्हविष्मते ॥ ४ ॥

प० स । केतुः । अध्वराणाम् । अग्नि । देवेभिं, । आ ।
गमत् । अंजान । सप्त । होतृंदभि । हविष्मते ॥ ४ ॥

अ० યજ્ઞોનો પ્રજ્ઞાપક તે અગ્નિદેવ, સપ્ત વષટ્ કર્તાઓ દ્વારા સોમ-આજ્યની આહુતિઓ વડે વ્યાપ્ત સતો, યજમાનાર્થે યષ્ટવ્ય દેવોસહ આગમન કરો. ૪

प्रहोत्रेपूर्व्यंवचोग्नयेभरताबृहत् ।
विपाज्योतींषिबिभ्रतेनवेधसे ॥५॥७॥

प० प्र । होत्रें । पूर्व्यम् । वर्च । अग्नयें । भरत । बृहत् ।
विपाम् । ज्योतींषि । बिभ्रंत । न । वेधसें ॥ ५ ॥ ७ ॥

अ० હે હોતા-આદિ-મનુષ્યો ! અધ્વર્યુ આદિ મેધાવી મનુષ્યોના સત્કર્માનુષ્ઠાન-સંપાદ્ય-તેજોને નિમિત્તતાએ સંપાદન કરનારા, જગતના વિધાતા, દેવોના આહ્વાતા અગ્નિદેવ અર્થે પૂર્વકૃત મહાન્ સ્તોત્ર-શસ્ત્રઆદિક વાક્યને પ્રકર્ષપણે સંપાદન કરો યદ્વા, વિધાતા જેમ આદિત્યાદિક જ્યોતિને સંપાદન કરે તેમ સંપાદન કરો ૫

इतितृतीयस्यप्रथमेसप्तमोवर्गः ॥७॥

अ॒ग्निं व॑र्धन्तु नो॒ गिरो॒ यतो॒ जाय॑त उ॒क्थ्यः॑ ।
म॒हे वाजा॑य॒ द्रवि॑णाय दर्श॒तः ॥ ६ ॥

प० अ॒ग्निम् । व॒र्धन्तु॒ । नः॒ । गिरः॑ । यतः॑ । जाय॑ते । उ॒क्थ्यः॑ ।
म॒हे । वाजा॑य । द्रवि॑णाय । द॒र्श॒तः ॥ ६ ॥

अ० જે આ અગ્નિદેવ, સ્તુતિરૂપી જે ગિરાઓ વડે અતિશયે સ્તુત્ય થાય છે, જે મહાન્ અન્નાર્થ અને ધનાર્થ દર્શનીય રૂપ હોય છે તે આ અગ્નિદેવને અમારી સ્તુતિ-વાણીઓ વૃદ્ધિ ગત કરો અર્થાત્ પૂજન કરો. ૬

अग्ने॒ यजि॑ष्ठो अध्व॒रे दे॒वान्दे॑वय॒ते य॑ज ।
होता॑ म॒न्द्रो वि रा॑ज॒स्यति॒ स्रिधः॑ ॥७॥

प० अग्ने॑ । यजि॑ष्ठः । अ॒ध्व॒रे । दे॒वान् । दे॒व॒ऽय॒ते । य॒ज ।
होता॑ । म॒न्द्रः । वि । रा॒ज॒सि॒ । अति॑ । स्रिधः॑ ॥ ७ ॥

अ० હે અગ્ને ! અત્યંત યષ્ટારૂપ તું યજ્ઞ વિષે દેવેચ્છુ યજનારાર્થ દેવોનું પૂજન કર. દેવોનો આહ્વાતા યજનારનો આહ્લાદયિતા તે તું, ક્ષપયિતા શત્રુઓનું અતિક્રમણ કરી વિશેષ શોભનારો છે. ૭

स नः॑ पावक दीदिहि द्यु॒मद॒स्मे सु॒वीर्य॑म् ।
भवा॑ स्तो॒तृभ्यो॒ अन्त॑मः स्व॒स्तये॑ ॥८॥

प० सः । नः॒ । पा॒व॒क॒ । दी॒दि॒हि॒ । द्यु॒ऽमत् । अ॒स्मे इति॑ ।
सु॒ऽवीर्य॑म् । भव॑ । स्तो॒तृऽभ्यः॑ । अन्त॑मः । स्व॒स्तये॑ ॥८॥

अ० અમારાં પાપના શોધક હે અગ્ને ! તે તું, કાન્તિયુક્ત, શોભન-સામર્થ્યોપેત દાનભોગાર્હક ધન અમને દે. ત્હારી સ્તુતિ કરનાર હોત્રાદિના કલ્યાણાર્થ અતિશય સમીપ વર્તનારો હો. ૮

तंत्वाविप्राविपन्यवोजागृवांसःसमिंन्धते ।
हव्यवाहममर्त्यंसहोवृधम् ॥९॥८॥

प० तम् । त्वा । विप्राः । विपन्यवः । जागृऽवांसः । सम् । इन्धते । हव्यऽवाहम् । अमर्त्यम् । सहःऽवृधम् ॥९॥८॥

अ० હે અગ્ને ! સ્તુતિના પ્રેરક, અગ્નિહોત્રાદિક કર્મ વિષે અપ્રમત્તાએ પ્રબુદ્ધ મેધાવી સ્તોતાઓ, હવ્યવોઢા, અમર, *મથન રૂપ-બલ વડે-વર્ધમાન-તાદૃશ-તૂને, સોમાજ્ય-આદિ-*આહુતિઓ વડે સમ્યક્ દેદીપ્ત કરે છે. ૯ (૮)

इतितृतीयस्यप्रथमेऽष्टमोवर्गः ॥ ८ ॥

## सू० १०

१ ददाशति = ददाति = દે છે.
२ विपाम = विप्राणाम् मेधाविनाम् = મેધાવી મનુષ્યોના.
३ दर्शतः = दर्शनीयः ।
४ स्त्रिधः = क्षपयितॄन् शत्रून् = ક્ષપયિતા શત્રુઓને.
५ अन्तमः = अन्तिकतमः = અતિશય સમીપ વર્તનાર.
६ सहोवृधम् = महत्सामथनरूपेण बलेन वर्धमानम् = મથન રૂપ બલવડે વર્ધમાન.

# सूक्त ११.

ऋषिः—विश्वामित्रः; દેવતાઃ—અગ્નિ; છન્દ—ગાયત્રી.

अ॒ग्निर्होता॑ पु॒रोहि॑तोऽध्व॒रस्य॒ विच॑र्षणिः ।
स वे॑द य॒ज्ञमा॑नु॒षक् ॥ १ ॥

प० अ॒ग्निः । होता॑ । पु॒रःऽहि॑तः । अ॒ध्व॒रस्य॑ । विऽच॑र्षणिः । सः । वे॒द॒ । य॒ज्ञम् । आ॒नु॒षक् ॥ १ ॥

अ० દેવોના આહ્વાતા, પુરતઃએવ ( અભિમત-ફલ-સંપાદકત્વ વડે ) હિતકારી યદ્વા, આહવનીયાદિ રૂપે પૂર્વભાગે નિહિત-સ્થાપિત યજ્ઞનો વિ-દ્રષ્ટા અગ્નિદેવ, અગ્નિષ્ટોમાદિક-સતત-યજ્ઞને જાણનારો છે. ૧

स ह॒व्य॒वाळम॑र्त्य उ॒शिग्दू॒तश्चनो॑हितः ।
अ॒ग्निर्धि॒या सम्ॠ॑ण्वति ॥ २ ॥

प० सः । ह॒व्य॒ऽवाट् । अम॑र्त्यः । उ॒शिक् । दू॒तः । चनः॑ऽहितः । अ॒ग्निः । धि॒या । सम् । ऋ॒ण्व॒ति॒ ॥ २ ॥

અ० હવ્યાન્નોનું વહન કરનાર, મરણધર્મરહિત, હવિઃ-કામયમાન, દેવદૂત, હવિર્લક્ષણ-અન્નાર્થ-નિહિત, યદ્વા હવિર્લક્ષણ અન્ન હિતરૂપ છે જેને તે અગ્નિદેવ, કર્મવિષયક-પ્રજ્ઞાન્વિત છે, તે અમને તાદૃક્ પ્રજ્ઞા વડે અન્વિત-યુક્ત કરો. ૨

अग्निर्धियासचेततिकेतुर्यज्ञस्यपूर्व्यः ।
अर्थंह्यस्यतरणि ॥ ३ ॥

प० अग्निः । धिया । सः । चेतति । केतुः । यज्ञस्य । पूर्व्यः ।
अर्थम् । हि । अस्य । तरणि ॥ ३ ॥

अ० અગ્નિષ્ટોમાદિ યજ્ઞનો કેતુ-પ્રતાપક ચિરન્તન અગ્નિદેવ, પ્રજ્ઞાવડે
સર્વ જગતને જાણનારો છે. એવા અગ્નિનું ગમનસ્વભાવ
તેજ, આ આકાશ વિષે દશ્યમાન તમોન્ધકારનું નિશ્ચે છેક
નિવર્તક છે. ૩

अग्निसूनुंसनंश्रुतंसहसोजातवेदसम् ।
वह्निंदेवाअकृण्वत ॥ ४ ॥

प० अग्निम् । सूनुम् । सनंश्रुतम् । सहसः । जातवेदसम् ।
वह्निम् । देवाः । अकृण्वत ॥ ४ ॥

अ० બલપુત્ર, સનાતનત્વ-પ્રસિદ્ધ સંજાતપ્રજ્ઞક તે આ અગ્નિને
હવિર્ભોજન કરનારા દેવોએ હવ્યવોઢા કરેલો. ૪

अदाभ्यःपुरएताविशामग्निर्मानुषीणाम् ।
तूर्णीरथःसदानवः ॥५॥९॥

प० अदाभ्यः । पुरःएता । विशाम् । अग्निः । मानुषीणाम् ।
तूर्णिः । रथः । सदा । नवः ॥ ५ ॥ ९ ॥

अ० મનુષ્ય પ્રજાને સન્માર્ગપ્રદર્શન વડે અગ્રતઃ જનાર, વૈદિકમં
પ્રવર્તકત્વવડે અનુગ્રહ કરવા ત્વરાયુક્ત-આલસ્ય રહિત,

હવ્યાન્નને વહન કરવાથી રથસદૃશ, સદાસર્વદા નૂતનસ્વરૂપ અર્થાત્ પુનર્મંથનથી અભિનવ-સ્વરૂપ અગ્નિદેવ, કોઇ પણ વડે તિરસ્કાર્ય નથી. ૫ (૯)

इतितृतीयस्यप्रथमेनवमोवर्गः ॥९॥

साह्वान्विश्वांअभियुजःक्रतुर्देवानाममृक्तः ।
अग्निस्तुविश्रवस्तमः ॥ ६ ॥

प० सह्वान् । विश्वाः अभिऽयुजः । क्रतुः । देवानाम् । अमृक्तः । अग्निः । तुविश्रवःऽतमः ॥ ६ ॥

अ० અભિયોગ-ચઢાઇ કરનારી સર્વ સેનાઓને સ્વબલ વડે નિરસ્કાર કરનાર, શત્રુઓ વડે અહિંસિત, દેવોનો કર્તા-હવિ-પ્રદાન વડે પોષક-અગ્નિદેવ, અતિશયે બહુવિધ અન્નોપેત હોય છે તેથી અમને પણ બહુવિધાન્નોપેત કરો. ૬

अभिप्रयांसिवाहसादाश्वाँअश्नोतिमर्त्यः ।
क्षयंपावकशोचिषः ॥ ७ ॥

प० अभि । प्रयांसि । वाहसा । दाश्वान् । अश्नोति । मर्त्यः । क्षयम् । पावकऽशोचिषः ॥ ७ ॥

अ० હવ્યાન્નનો દાતા યજનાર, હવિઓના વાહક અગ્નિ વડે અન્નને સર્વતઃ પ્રાપ્ત કરે છે. વળી તે, શોધક દીપ્તિવાળા અગ્નિ સકાશાત્ ગૃહને પ્રાપ્ત કરે છે ૭

परिविश्वानिसुधितानेरश्याममन्मभिः ।
विप्रासोजातवेदसः ॥ ८ ॥

प० परि । विश्वानि । सुऽधिता । अग्नेः । अश्याम । मन्मऽभिः । विप्रास । जातऽवेदसः ॥ ८ ॥

अ० જાતપ્રજ્ઞ મેધાવી હોતા આદિ અમે, અગ્નિ સબંધી મનનીય સ્તોત્રો વડે સુષ્ઠુ પ્રકારે હિતસ્વરૂપ–અભિલષિત સર્વ વસુ–સંપત્તિઓને સર્વતઃ પ્રાપ્ત કરીએ છીએ. ૮

अग्नेविश्वानिवार्यावाजेषुसनिषामहे ।
त्वेदेवासएरिरे ॥ ९ ॥१०॥

प० अग्ने । विश्वानि । वार्या । वाजेषु । सनिषामहे । त्वे इति । देवासः । आ । ईरिरे ॥ ९ ॥ १० ॥

अ० હે અગ્ને ! અમે વરણીય–સંસેવ્ય ધનોને યુદ્ધો વિષે સંભજીએ છીએ. કેમકે, અમારી પૂર્વે પ્રકૃષ્ટ દેવો અભિમત–ફલ–પ્રદાનાર્થ સર્વત આગત થયલા છે. ૯(૧૦)

इतितृतीयस्यप्रथमेदशमोवर्गः ॥१०॥

## सूक्त ११.

१ उशिक् = हविः कामयमानः ( वशकांतौ ) = હવિની કામના કરતો.
२ समृण्वति = सगच्छते = સંગાથ કરે છે.
३ अर्यम् = गमनस्वभावमृतेजः = ગમન સ્વભાવ (તેજ).
४ तरणि. = तारक निवर्तकम = નિવર્તક.
५ पुरोयता = अग्रतोगन्ता = આગે જનાર.
६ तूर्णिः = त्वरायुक्तः आलस्यरहित ।

७ अभियुजः = अभियोक्त्रीः = પકડ઼ કરનારી.
८ सहवान् = सहमानः = સ્વબળ વડે તિરસ્કાર કરનાર.
९ अमृक्तः = अहिंसितः ( शत्रुभिः ) ।
१० तुविम्रक्षस्तमः = बहुविधान्नोपेतः ।
११ वाहसा = वाहकेन = વાહક વડે.

---

## सुक्त १२.

ઋષિઃ—વિશ્વામિત્ર; દેવતા.—ઇન્દ્રાગ્નિ; છન્દઃ—ગાયત્રી.

इन्द्राग्नीआगतंसुतंगीर्भिर्नभोवरेण्यम् ।
अस्यपातंधियेषिता ॥ १ ॥

प० इन्द्राग्नी इति । आ । गतम् । सुतम् । गीःऽभिः । नभः । वरेण्यम् । अस्य । पातम् । धिया । इषिता ॥ १ ॥

અ० હે ઇન્દ્રાગ્નીદેવ ! અભિષવાદિ-સંસ્કારોવડે સંસ્કૃત વરણીય આ સોમ પ્રતિ અમારી સ્તુતિ રૂપી વાણીવડે આહૃત થતા, સ્વર્ગસ્થાનથી આગમન કરો. અમો વડે કરાતા કર્મવિષે પ્રેરિત તમે, આ સોમનું પાન કરો. અથવા, અમારી બુદ્ધિવડે પ્રાપ્ત અર્થાત્ અમારી ભક્તિવડે પ્રેરિત આ સોમનું પાન કરો. १

इन्द्राग्नीजरितुःसचायज्ञोजिगातिचेतनः ।
अयापातमिमंसुतम् ॥ २ ॥

प० इन्द्राग्नी इति । जरितुः । सचा । यज्ञः । जिगाति । चेतनः । अया । पातम् । इमम् । सुतम् ॥ २ ॥

अ० હે ઈન્દ્રાગ્નીદેવ ! સ્તોતાજનને સ્વર્ગાદિલક્ષણ ફલ-પ્રાપ્તિમાં સહાયભૂત, જ્યોતિષ્ટોમાદિ-યજ્ઞસાધનભૂત, ઇન્દ્રિયોનો ચેતાવનાર, આપ્યાયન-વૃદ્ધિકારી સતો આ સોમ, તમારી પ્રતિ અભિપ્રાપ્ત થાય છે અમારી આ સ્તુતિલક્ષણ વાણીવડે આહૂત સતા, અભિષવાદિ સંસ્કારોપેત આ સોમનું પાન કરો ૨

इन्द्रमग्निं कविच्छदा यज्ञस्य जूत्या वृणे ।
ता सोमस्येह तृम्पताम् ॥ ३ ॥

प० इन्द्रम् । अग्निम् । कविऽछदा । यज्ञस्य । जूत्या । वृणे । ता । सोमस्य । इह । तृम्पताम् ॥ ३ ॥

अ० યજ્ઞના સાધનભૂત આ સોમની પ્રેરણાવડે પ્રેરિત હુ સ્તોતાઓને ઉચિત ફલપ્રદાન વડે ઉપચ્છન્દક આ ઇન્દ્રાગ્નીદેવતા આ કર્મ વિષે સોમપાનાર્થ આગમન કરે એમ ઇચ્છાથી સસેવન કરૂ છુ તે ઇન્દ્રાગ્ની દેવતા આ કર્મ વિષે સોમપાન વડે તૃપ્ત હો ૩

तोशा वृत्रहणा हुवे सजित्वानापराजिता ।
इन्द्राग्नी वाजसातमा ॥४॥

प० तोशा । वृत्रहना । हुवे । सजित्वाना । अपराजिता । इन्द्राग्नी इति । वाजसातमा ॥ ४ ॥

અ० શત્રુના બાધક, પાપહંતા, પરસ્પરાપેક્ષાએ જયથાકી, કોઈ પણ વડે અ-તિરસ્કૃત, અન્નના-અતિશય-દેનાર તમે-ઇન્દ્રાગ્ની-દેવતાને આ કર્મ વિષે સોમપાનાર્થ હું આહ્વાન કરું છું. ૪

प्रवा॑मर्चन्त्युक्थिनो॑नीथाविदो॑जरितारः॑ ।
इन्द्रा॑ग्नीइष॒आवृ॑णे ॥५॥११॥

प० प्र । वा॒म् । अ॒र्च॒न्ति॒ । उ॒क्थिनः॑ । नी॒थ॒ऽविदः॑ । ज॒रि॒तारः॑ । इन्द्रा॑ग्नी॒ इति॑ । इषः॑ । आ । वृ॒णे॒ ॥ ५ ॥ ११ ॥

અ० હે ઇન્દ્રાગ્ની દેવતા ! હોત્રાદિક-શસ્ત્રસંપન્ન-( સ્તોત્રસમ્પન્ન ) મનુષ્યો આ કર્મવિષે તમને સ્તુતિરૂપી વાણી વડે પૂજન કરે છે. સ્તોત્રાભિજ્ઞ-સામગાનકુશલ ઉદ્ગાતા-આદિ-સ્તોતાઓ, અભિલષિત-ફલપ્રાપ્તિ અર્થ તમારી અર્ચા કરે છે. હું પણ અન્નલાભાર્થ તમને સર્વતઃ પૂજિત કરું છું. ૫(૧૧)

इतितृतीयस्यप्रथमेएकादशोवर्गः ॥११॥

इन्द्रा॑ग्नीनव॒तिंपुरो॑दा॒सप॑त्नीरधूनुतम् ।
साकमेके॑न॒कर्म॑णा ॥६॥

प० इन्द्रा॑ग्नी॒ इति॑ । न॒व॒तिम् । पुरः॑ । दा॒सऽप॑त्नीः । अ॒धू॒नु॒त॒म् । सा॒कम् । एके॑न । कर्म॑णा ॥ ६ ॥

અ० હે ઇન્દ્રાગ્ની દેવતા ! શત્રુઓ જેના પાલકો છે તેવી શત્રુની નેવું નગરીને કેવળ એક ઉદ્યોગે તમે યુગપત્ કંપાવેલી ( તે ઇન્દ્રાગ્ની દેવતાને હું આહ્વાન કરું છું. ) ૬

इन्द्राग्नीअपसस्परिउपप्रयन्तिधीतयः ।
ऋतस्यपथ्याअनु ॥७॥

प० इन्द्राग्नी इति । अपसः । परि । उप । प्र । यन्ति । धीतयः । ऋतस्य । पथ्याः । अनु ॥ ७ ॥

અ० હે ઇન્દ્રાગ્ની દેવતા ! હોતા આદિ સોમના ધાતાઓ-પાતાઓ કર્મફલના માર્ગને અનુલક્ષી અમોએ કરાતા કર્મની સમીપ પ્રકર્ષપણે વર્તે છે. એથી તમે સ્તોતવ્યતાએ કરીને આગમન કરો. ૭

इन्द्राग्नीतविषाणिवांसधस्थानिप्रयांसिच ।
युवोरप्तूर्यंहितम् ॥८॥

प० इन्द्राग्नी इति । तविषाणि । वाम् । सधस्थानि । प्रयांसि । च । युवोः । अप्तूर्यम् । हितम् ॥ ८ ॥

અ० હે ઇન્દ્રાગ્ની દેવતા ! તમારા બલ તથા અન્નો પરસ્પર અવિયુક્ત વર્તનારાં હોય છે. તેમજ, વૃષ્ટિદ્વારા જલોનું પ્રેરકત્વ, કેવળ તમારા વિષે નિહિત-સ્થાપિત હોય છે. ( તેથી સોમપાન પ્રભુતિ સર્વ કર્મો વિષે, ઇન્દ્રાગ્ની દેવતા કેવળ એક સાથે હોવાપણું છે એમ ભાવ છે. ) ૮

इन्द्राग्नीरोचनादिवःपरिवाजेषुभूषथः ।
तद्वांचेतिप्रवीर्यम ॥९॥१२॥

प० इन्द्राग्नी इति । गोऽवना । त्रिः । परि । धामेषु । मुत्ऽपुः ।
तत । वाम् त्रेति । प्र । वीर्यम् ॥ ९ ॥ १२ ॥

अ० हे इन्द्राग्नी देवता ! स्वर्गना प्रकाशक तमे, संग्रामो विषे सर्वतः अलंकृत छो. अर्थात, शत्रुनो पराजय करीने सर्वतः विजयमान रूपे वर्तनारा छो. तमारुं सामर्थ्यतेज, तारा संग्राम विजयने प्रकर्षपणे सूचित करे छे. यदा, तमे संग्रामो मध्ये शत्रुनो पराभव करनारा छो. शेषपूर्ववत्. ९

इतितृतीयस्यप्रथमेद्वादशोवर्गः ॥१॥

## सूक्त १२.

१ इषिता = प्रेरितौ = प्रेरित.
२ कविच्छदा = कविमांस्तोतॄणांउचितफलप्रदाने उपच्छन्दकौ = उचित फलप्रदान वडे उपच्छंदक.
३ जूत्या = जूतिःप्रेरणंतेन = प्रेरणा.
४ तृम्पताम् = तृप्यताम् = तृप्त हो.
५ तोशा = शत्रूणांबाधकौ = शत्रुना बाधक.
६ सनित्वारा = समानजेतारौ = परस्परापेक्षाये जयशाली.
७ नीथविदः = स्तोत्राभिज्ञाः सामगानकुशलाः = सामगान कुशल.
८ दासपत्नीः = दासपत्निरुपक्षपयन्तिइतिदासाउपक्षपयितारः = शत्रव तेपालका.यासाम् = शत्रुओ वडे पालित.
९ अप्तूर्यम् = अपांप्रेरकत्वम् ( वृष्टिद्वारा ) = जळोनुं प्रेरकपणुं.

# सूक्त १३.

ઋષિઃ—ઋષભ વૈશ્વામિત્ર. દેવતાઃ—અગ્નિ; છન્દઃ—અનુષ્ટુભ્.

प्रवो॑दे॒वाया॒ग्नये॒बर्हि॑ष्ठमर्चा॒स्मै ।
गम॑द्दे॒वेभि॒रास॒नो॒यजि॑ष्ठो॒ब॒र्हिरास॑दत् ॥ १ ॥

प० प्र । व॒: । दे॒वाय॑ । अ॒ग्नये॑ । बर्हि॑ष्ठम् । अ॒र्च॒ । अ॒स्मै॒ । गमत् । दे॒वेभि॑: । आ । सः । नः॒ । यजि॑ष्ठः । ब॒र्हिः । आ । स॒दत् ॥ १ ॥

અ० હે હોતા આદિઓ ! તમારા દ્યોતમાન અગ્નિ અર્થે આ વૃદ્ધતમ–પ્રભૂતસ્તુતિરૂપ સ્તોત્ર–શબ્દાદિ વા ઉક્થ્ય ઉચ્ચારો. તે અગ્નિદેવ, યષ્ટવ્ય દેવો સહિત અમારા પ્રતિ આગમન કરો. પશ્ચાત્ તે અગ્નિદેવ, દર્ભાસન ઉપર ઉપવિષ્ટ હો. १

ऋ॒ताव्रा॒यस्य॒रोद॑सी॒दक्षं॒सच॑न्तऊ॒तयः॑ ।
ह॒विष्म॑न्त॒स्तमी॑ळते॒तंस॑नि॒ष्यन्तो॒ऽव॑से ॥ २ ॥

प० ऋ॒तऽवा॑ । यस्य॑ । रोद॑सी॒ इति॑ । दक्ष॑म् । सच॑न्ते । ऊ॒तयः॑ । ह॒विष्म॑न्तः । तम् । ई॒ळ॒ते॒ । तम् । स॒नि॒ष्यन्तः॑ । अव॑से ॥२॥

અ० જેને આ દ્યાવાપૃથિવી વશ હોય છે તે અગ્નિની પ્રકાશતાએ તે પ્રકાશવાળાં હોય છે, યજનારાને (ફલપ્રદાનવડે) રક્ષિતા દેવો જે અગ્નિના બલનું સેવન કરે છે તે અગ્નિદેવ, સત્યકર્મા–સત્યસંકલ્પક હોય છે. હવ્યાન્નને ધારણ કરનાર

યજનારાઓ, હવિર્દનાર્થ તેજ અગ્નિને સ્તુતિરૂપા વાણીવડે પૂજિત કરે છે, ધનાદિ લાભને ઇચ્છતા, તેજ અગ્નિદેવનો રક્ષણાર્થ આશ્રય કરે છે. ૨

सयन्ताविप्रंएषांसयज्ञानामथाहिषः ।
अग्नितवोंदुवस्यतदातायोवनितामघम् ॥ ३ ॥

प० सः । यन्ता । विप्रः । एषाम् । सः । यज्ञानाम् । अर्थ । हि । सः । अग्निम् । तम् । वः । दुवस्यत । दाता । यः । वनिता । मघम् ॥ ३ ॥

अ० તે કર્મોભિજ્ઞ અગ્નિદેવ, યજનારાઓને યથોક્ત-કર્મ-પ્રવર્તક હોય છે વળી, તે યજ્ઞોનો નિશ્ચે નિયામક છે. વળી, તે કર્મનો ફલદાતા અને મંહનીય ધનને અર્પણ કરનાર હોય છે. હે ઋત્વિજો ! તાદૃશ અગ્નિને, તમે આહુતિપ્રદાન વડે પરિચરણ કરો. ૩

सनःशर्माणिवीतयेग्निर्यच्छतुशन्तमा ।
यतोनःप्रुष्णवद्वसुदिविक्षितिभ्योअप्स्वा ॥ ४ ॥

प० सः । नः । शर्माणि । वीतये । अग्निः । यच्छतु । शम्ऽतमा । यतः । न । प्रुष्णवत् । वसु । दिवि । क्षितिऽभ्यः । अप्ऽसु । आ ॥ ४ ॥

अ० તે અગ્નિદેવ, અમે હવિ-પ્રદાતાઓ અર્થ, પશુપુત્રાદિ-સમૃદ્ધિ વડે અતિશય સુખકર ગૃહો અગ્નિહોત્રાદિ કર્મપ્રાપ્ત્યર્થ

અર્પણ કરો. જે અગ્નિના પ્રસાદથી દ્યુલોકવિષે, ભૂલોકવિષે અને અન્તરિક્ષ વિષે, મમુત્પન્ન સમૃદ્ધિમત્ વસુસપત્તિ, ચોમેરથી અમને પ્રાપ્ત થાય છે તે અગ્નિ દેવ ગૃહો અર્પણ કરો ૪

दी॒दि॒वांस॒मपू॑र्व्यं॒ वस्वी॑भिरस्य धी॒तिभिः॑ ।
ऋक्वा॑णो अ॒ग्निमि॑न्धते॒ होता॑रं वि॒श्पतिं॑ वि॒शाम् ॥५॥

प० दी॒दि॒ऽवांस॑म् । अपू॑र्व्यम् । वस्वी॑भिः । अ॒स्य॒ । धी॒तिऽभिः॑ । ऋक्वा॑णः । अ॒ग्निम् । इ॒न्ध॒ते॒ । होता॑रम् । वि॒श्पति॑म् । वि॒शाम् ॥ ५ ॥

अ० હોત્રાદિ મનુષ્યો, સંદીપ્યમાન-તેજસ્વિતાએ કરીને-પ્રતિક્ષણ-અભિનવ સ્વરૂપ, દેવોના આહ્વાતા, પ્રજાના-અતિશય-પાલયિતા તે અગ્નિને, પ્રશસ્ત સ્તુતિવાણીઓવડે, યદ્વા વસુસપન્નકર્મોવડે અર્થાત્ સ્તોત્રકરણ તથા હવિઃપ્રદાન આદિ વ્યાપારવડે સમૃદ્ધ કરે છે. ૫

उ॒त नो॒ ब्रह्म॑न्नविष उ॒क्थेषु॑ देव॒हूत॑मः ।
शं नः॑ शोचा म॒रुद्वृ॑धो॒ऽग्ने॑ सहस्र॒सात॑मः ॥६॥

प० उ॒त । नः॒ । ब्रह्म॑न् । अ॒वि॒षः॒ । उ॒क्थेषु॑ । दे॒व॒ऽहूत॑मः । शम् । नः॒ । शो॒च॒ । म॒रुत्ऽवृ॑धः । अग्ने॑ । स॒ह॒स्र॒ऽसात॑मः ॥६॥

अ० હે અગ્ને ! અમે-યજ્ઞકારી-મનુષ્યોને, સ્તોત્ર પરત્વે-સ્તોત્રવિષયક ન્યૂનાતિરેક દોષ ન થાય તેમ પાલન

કર. દેવોનો શ્રેષ્ઠ આહ્વાતા તું, આજ્ય-પ્રઉગ-આદિ સ્તોત્રો પરત્વે પાલન કર. મરૂદ્દેવોવડે વર્ધમાન મહસ્રસંખ્યાક ધનનો અતિશય-દાતા-તું, અમારાં ઐહિક-આમુષ્મિક-સુખને દેદીપ્ત કર અર્થાત્ વધાર. ૬

नूनोंरास्वसुहस्रवत्तोकवत्पुष्टिमद्वसुं ।
द्युमदंग्नेसुवीर्यंवर्षिष्ठमनुंपक्षितम् ॥ ७ ॥१३॥

१० नु । नः । राँस्व । सुहस्रऽवत् । तोकऽवत् । पुष्टिऽमत् । वसुं । द्युऽमत् । अग्ने । सुऽवीर्यम् । वर्षिष्ठम् । अनुंऽपक्षितम् ॥ ७ ॥ १३ ॥

अ० હે અગ્ને ! સહસ્રસંખ્યોપેત, પુત્રપૌત્રાદિસહિત-પોષણ કરનારૂં, દીપ્તિવાળું, શોભન-સામર્થ્ય-યુક્ત, અતિશય વૃદ્ધ-પ્રભૂત, અનુપક્ષીણ ધન અમને અવિલંબે અર્પણ કર. ૭

इतितृतीयस्यप्रथमेत्रयोदशवर्गः ॥ १३ ॥

## सूक्त १३.

१ यन्ता = नियामक ।
२ वनिता = प्रयच्छन् = અર્પણ કરતો.
३ वीतये = संभजनाय अग्निहोत्रादिकर्मप्राप्त्यर्थम् = અગ્નિહોત્રાદિ કર્મની પ્રાપ્ત્યર્થ.
४ पुष्टिवत् = समृद्धिमत् ( पुषस्नेहनसेचनपूरणेषु ) = સમૃદ્ધિમત્.
५ ऋघावाणः = स्तुतिकुर्वाणाः = સ્તુતિ કરનારા.
६ रास्व = दास्व = દે.

# सूक्त १४.

ઋષિઃ—ઋષભ. દેવતા:—અગ્નિ; છન્દ; ત્રિષ્ટુભ્.

आहोतामन्द्रोविदथान्यस्थात्सत्योयज्वाकवितमःसवेधाः ।
विद्युद्रथःसहसस्पुत्रोअग्निःशोचिष्केशःपृथिव्यांपाजोअश्रेत् ।१॥

प० आ । होता । मन्द्रः । विदथानि । अस्थात् । सत्यः । यज्वा । कविऽतमः । सः । वेधाः । विद्युत्ऽरथः । सहसः । पुत्रः । अग्निः । शोचिःऽकेशः । पृथिव्याम् । पाजः । अश्रेत् ॥ १ ॥

અ૦ દેવોનો આહ્વાતા, સ્તોતાજનનો માદયિતા, સત્યકર્મા, અતિશય મેધાવી, દેવોનો યષ્ટા, સર્વજગતનો વિધાતા તે અગ્નિદેવ, યજ્ઞોને પ્રાપ્ત કરે છે. વિદ્યોતમાન યાનમાર્ગવડે યુક્ત, પ્રકાશિત જ્વાલામય કેશોપેત બલપુત્ર તે અગ્નિદેવ, વિસ્તીર્ણ અન્તરિક્ષવિષે સ્વકીય પ્રભાને પ્રાપ્ત કરે છે, યદ્વા, ભૂમિવિષે વર્તમાન એવો બલસેચન કરે છે. ૧

अयामितेनमउक्तिंजुषस्वऋतावस्तुभ्यंचेततेसहस्वः ।
विद्वाँआवक्षिविदुषोनिषत्सिमध्यआबर्हिरूतयेयजत्र ॥२॥

प० अयामि । ते । नमःऽउक्तिम् । जुषस्व । ऋतऽवः । तुभ्यम् । चेतते । सहस्वः । विद्वान् । आ । वक्षि । विदुषः । नि । सत्सि । मध्ये । आ । बर्हिः । ऊतये । यजत्र ॥ २ ॥

અ॰ સત્યભૂત યશવાન્ હે અગ્ને ! ત્વદ્વિષયક નમસ્કાર વાક્યનું હું ઉચ્ચારણ કરૂં છું. હે બલવન્ અગ્ને ! કર્મનો ચેત-યિતા–પ્રજ્ઞાપક તું અર્થ નમસ્કારોચ્ચાર કરાય છે તેનું સેવન કર. અભિજ્ઞ તું, કર્માભિજ્ઞદેવોને આ–વહન કર. હે યષ્ટવ્ય અગ્ને ! અમારા રક્ષણાર્થે આસ્તીર્ણ દર્ભોમન મધ્યે ચોમેર બેસ. ૨

द्रवतांतउषसावाजयन्तीअग्नेवातस्यपथ्याभिरच्छ ।
यत्सीमञ्जन्तिपूर्व्यंहविर्भिरावन्धुरेवतस्थतुर्दुरोणे ॥ ३ ॥

प॰ द्रवताम् । ते । उषसा । वाजयन्ती इति । अग्ने । वातस्य । पथ्याभिः । अच्छ । यत् । सीम् । अञ्जन्ति । पूर्व्यम् । हविःऽभिः । आ । वन्धुराऽइव । तस्थतुः । दुरोणे ॥ ३ ॥

અ॰ હે અગ્ને ! અન્ન સંપાદન કરનારાં અહોરાત્ર, તૂને અભિપ્રાપ્ત કરે છે. તૂં પણ વાયુના માર્ગોવડે તે અહોરાત્રને શીઘ્ર અભિપ્રાપ્ત હો. સાયંપ્રાતઃકાલે ઋત્વિજો, પુરાતન તુંને આજ્યાદિવડે સર્વતઃ સિંચન કરે છે. કુબર-સ્થાન–રથની બેઠક–જેમ પરસ્પર સંસક્ત અહોરાત્ર અમારા ગૃહવિષે અગ્નિહોત્રાદિ કર્મસિદ્ધયર્થ પુનઃ પુનઃ આવર્તમાન સત્તા પ્રાપ્ત હો. ૩

मित्रश्चतुभ्यंवरुणःसहस्वोग्नेविश्वेमरुतःसुम्नमर्चन् ।
यच्छोचिषासहसस्पुत्रतिष्ठाअभिक्षितीःप्रथयन्त्सूर्योनॄन् ॥४॥

प॰ मित्रः । च । तुभ्यम् । वरुणः । सहस्वः । अग्ने । विश्वे । मरुतः । सुम्नम् । अर्चन् । यत् । शोचिषा । सहसः । पुत्र । तिष्ठाः । अभि । क्षितीः । प्रथयन् । सूर्यः । नॄन् ॥ ४ ॥

अ० હે બલવન્ અગ્ને ! મિત્રાવરૂણ અને સર્વદેવો ત્વદર્થ સ્તોત્રને વહન કરે છે. યદ્વા, સર્વદેવો તૂંને સુખવડે પૂજન કરે છે. કેમકે, હે બલપુત્ર ! સુષ્ઠુપ્રકારના સ્વામી મેધ્ના, સર્વાન્તર્યામિતયા સુષ્ઠુપ્રેરક, યધ્વા શોભન વીર્યવાળા હે અગ્ને ! મનુષ્યોને માર્ગદર્શકત્વવડે નેતારૂપ પોતાના રશ્મિઓને સર્વત વિસ્તારતો, તૂં દીપ્તિવડે સમાન સ્વરૂપ સતો ઉભે છે તેથી આ દેવો તૂંને પૂજન કરે છે. ૪

व॒यंते॑अ॒द्यर॑रि॒मा हि॒काम॑मु॒त्ता॒नह॑स्ता॒नम॑सो॒प॒सद्य॑ ।
य॒जि॑ष्ठेन॒मन॑सायक्षि॒दे॒वा॒नस्रे॑धता॒मन्म॑ना॒विप्रो॑अग्ने ॥ ५ ॥

प० व॒यम् । ते॒ । अ॒द्य । र॑रि॒म । हि । काम॑म् । उ॒त्ता॒नऽह॑स्ताः । नम॑सा । उ॒प॒ऽसद्य॑ । यजि॑ष्ठेन । मन॑सा । य॒क्षि॒ । दे॒वान् । अस्रे॑धता । मन्म॑ना । विप्र॑ । अ॒ग्ने॒ ॥ ५ ॥

અ૦ હે અગ્ને ! હવિ.સ્વીકરણને લઇ ઉત્તાન-હસ્તવાળા-અમે, તૂંને પુરોડાશાદિ દવ્યાન્ન આજે આ કર્મ વિષે દઇએ છઇએ. નમસ્કારવડે પ્રસન્ન થઇને, યાગેચ્છાસંપન્ન અન્તઃકરણવડે યજનીય દેવોનું યજન કર. કર્માભિજ્ઞ તૂં, અક્ષીણ-પ્રભૂત મન્તવ્ય સ્તોત્રવડે દેવોનું પૂજન કર. ૫

त्वद्धि पु॑त्रसहसो॒वि पू॒र्वीर्दे॒वस्य॒यन्त्यू॒तयो॒विवाजाः॑ ।
त्वं दे॑हि सह॒स्रिण॑ र॒यिं नो॑ऽद्रो॒घेण॒वच॑सास॒त्यम॑ग्ने ॥ ६ ॥

प० त्वत् । हि । पु॒त्र॒ । स॒ह॒स॒ । वि । पू॒र्वीः । दे॒वस्य॑ ।

यन्ति । उतयः । वि । वाजाः । त्वम् । देहि । सहस्रिणम् । रयिम् । नः । अद्रोघेण । वचसा । सत्यम् । अग्ने ॥६॥

अ० हे બલપુત્ર અગ્ને ! દેવનશીલ-કર્મકરણપ્રવૃત્ત યજનાર અર્થે તું સકાશથી કર્મપરિપાલનરૂપ અનેક કૃપારક્ષા, નિશ્ચે તે આ યજનારને વિવિધરીતે પ્રાપ્ત થાય છે, તેમજ અન્નો આ યજનારાને પ્રાપ્ત થાય છે. હે અગ્ને ! અમને સહસ્રસંખ્યાક ધન દે. પાપશૂન્ય વચનવડે યુક્ત સત્યશીલ સન્માર્ગનિષ્ઠ પુત્ર દે. ६

तुभ्यंदक्षकविक्रतोयानीमादेवमर्तासोअध्वरेअकर्म ।
त्वंविश्वस्यसुरथस्यबोधिसर्वंतदग्नेअमृतस्वदेह ॥७॥१४॥

प० तुभ्यम् । दक्ष । कविक्रतो इति कविऽक्रतो । यानि । इमा । देव । मर्तासः । अध्वरे । अकर्म । त्वम् । विश्वस्य । सुऽरथस्य । बोधि । सर्वम् । तत् । अग्ने । अमृत । स्वद । इह ॥ ७ ॥ १४ ॥

अ० સામર્થ્યોપેત સર્વજ્ઞ દેદીપ્યમાન હે અગ્ને ! અમે યજનારાઓ ત્વદર્થે જે આ હવ્યાન્નને યજ્ઞવિષે સંપાદન કરીએ છીએ અર્થાત્ હવિષ્યાગ કરીએ છીએ. અને તું શોભનયાનોપેત સર્વયજનારાનો હું ગોપાયિતા થાઉ છું એમ જાણ. હે અમર અગ્ને ! આ કર્મ વિષે અમે દત્તેલાં સર્વ હવ્યાન્નને તું આસ્વાદન કર. ७

इतितृतीयस्यप्रथमेचतुर्दशोवर्गः ॥१४॥

## सूक्त १४

१ विद्युद्रथः = विद्योतमानयानोपेतः = વિદ્યોતમાન યાન-માર્ગ વડે યુક્ત.

२ पाजः = बलम् ।

३ अयामि = प्रेरयामि = ઉચ્ચારણ કરૂં છું.

४ क्षितीः = मनुष्यान् अभिलक्ष्य = મનુષ્યો પ્રત્યે.

५ सूर्यः = सुष्टु अर्यः स्वामी यद्वा सर्वान्तर्यामितया सुष्टुप्रेरक. वा शोभनवीर्यः = સુંદર સ્વામી; વા સુંદર પ્રેરક.

६ अस्रेधता = अक्षीणेन प्रभूतेन ।

---

## सूक्त १५.

ऋषिः—કૃતગોત્રોત્પન્ન ઉત્કીલ. દેવતા —અગ્નિ; છન્દઃ—ત્રિષ્ટુપ્.

विपाजसापृथुनाशोशुचानोबाधस्वद्विषोरक्षसोअमीवाः ।
सुशर्मणोबृहतःशर्मणिस्यामग्नेरहंसुहवस्यप्रणीतौ ॥ १ ॥

प० वि । पाजसा । पृथुना । शोशुचानः । बाधस्व । द्विषः । रक्षसः । अमीवाः । सुऽशर्मणः । बृहतः । शर्मणि । स्याम् । अग्नेः । अहम् । सुऽहवस्य । प्रऽनीतौ ॥ १ ॥

अ० હે અગ્ને ! વિસ્તીર્ણ તેજવડે અત્યર્થ દેદીપ્યમાન તું, કર્માનુષ્ઠાનને વિઘ્નકારક શત્રુનો વિશેષ નાશ કર. રોગરહિત સામર્થ્યોપેત રાક્ષસોનો બાધ કર કર્મ–વિઘ્નકારક–તેમને અપનોદન–દૂર કર, યદ્વા અભિમુખે–આગમન–પરા-

ગમન-પરાયણ-પિશાચિકાનો બાધ કર. સ્વર્ગાદિ લક્ષણ શોભન સુખ હેતુભૂત. મહાન્ અર્થાત્ શત્રુવિજયવડે પ્રાપ્ત મહિમા- વાળા, સુષ્ઠુ-આહ્વાન-યુક્ત અગ્નિના અમારા સુખહેતુ પરત્વે- પ્રણીત-ઉત્તરવેદિ-આદિ-સ્થાનોવિષે પ્રણયનપૂર્વક કત્વનુષ્ઠાન પરત્વે અમે યુક્ત થઇએ. १

त्वंनोंअस्याउपसोव्युंष्टौत्वंसूरउदितेबोधिगोपाः ।
जन्मैवनित्यंतनयंजुषस्वस्तोमंमेअग्नेतन्वासुजात ॥ २ ॥

प० त्वम् । नः । अस्याः । उषसः । विऽउंष्टौ । त्वम् । सूरे । उतऽईते । बोधि । गोपाः । जन्मंऽइव । नित्यम् । तनयम् । जुषस्व । स्तोमंम् । मे । अग्ने । तन्वा । सुऽजात ॥ २ ॥

अ० હે અગ્ને ! તું આ ઉષાનો પ્રકાશ તથા સૂર્યનો ઉદય સતે, અગ્નિહોત્રાદિ કર્મ વિષે પ્રવૃત્ત અમે તેનો ગોપાયિતા થાઉં એમ કરી જાગૃત હો. સુષ્ઠુજાત-દેદીપ્યમાન અથવા સ્વયંભૂ-તૂં, પિતા જેમ પોતાના ઔરસ પુત્રને પરિષ્વગ- આદિ વડે સેવે તેમ અમારા સ્તોત્રનું નિત્યસેવન કર. २

त्वंनृचक्षांवृषभानुपूर्वीःकृष्णास्वंग्नेअरुषोविभांहि ।
वसोनेषिंचपर्षिचात्यंहःकृधीनोंरायउशिजोंयविष्ठ ॥ ३ ॥

प० त्वम् । नृऽचक्षाः । वृषभ । अनुं । पूर्वीः । कृष्णासुं । अग्ने । अरुषः । वि । भाहि । वसो इति । नेषि । च । पर्षि । च । अति । अंहः । कृधि । नः । राये । उशिजः । यविष्ठ ॥ ३ ॥

अ० કામોના વર્ષિતા હે અગ્ને ! મનુષ્યોનાં શુભાશુભ કર્મનો દ્રષ્ટા રાત્રિ વિષે આ-રોચમાન તૂં, અનુક્રમે બહુ જ્વાલાઓને વિશેષે પ્રકાશિત કર. સર્વજગતને પ્રકાશપ્રદાનવડે સ્વ-સ્વસ્થાન વિષે વાસયિતા, હે અગ્ને તૂં અમને કર્માનુરૂપ ફળો પ્રાપ્ત કરાવ અમારાં દારિદ્યલક્ષણ પાપને અતિપાર કરાવ. હે યુવતમ અગ્ને ! અમને ધનની કામના કરનારા કર અર્થાત્ અભિલષિત ફલપ્રદાનવડે પ્રાપ્તકામ કર. ૩

*अषाळ्हो अग्ने वृषभो दिदीहि पुरो विश्वाः सौभगा संजिगीवान् ।
यज्ञस्य नेता प्रथमस्य पायोर्जातवेदो बृहतः सुप्रणीते ॥ ४ ॥

प० अषाळ्हः । अग्ने । वृषभः । दिदीहि । पुरः । विश्वाः ।
सौभगा । सम्ऽजिगीवान् । यज्ञस्य । नेता । प्रथमस्य ।
पायोः । जातऽवेदः । बृहतः । सुऽप्रनीते ॥ ४ ॥

अ० હે અગ્ને ! શત્રુઓવડે અ-પરાજિત, કામોનો-વરસાવનાર-તૂં, શત્રુની સર્વપુરીઓને, ઉત્તમ ધનોને સમ્યક્ પ્રકારે જિતતો જ્વાલાઓ વડે સર્વત દેદીપ્ન કર શોભનપ્રણયન. સર્વજ્ઞ હે અગ્ને ! ઉપદિષ્ટ તથા અતિદિષ્ટ દ્વિવિધ કર્તવ્યતા-કલાપ વડે મહાન્ તત્તત્પ્રદાનવડે રક્ષક, મુખ્ય યજ્ઞનો નેતા અર્થાત્ હવિર્વહન-દેવતાહ્વાન-આદિ-ક્રિયા વડે યાગનિર્વાહક થા. ૪

अच्छिद्रा शर्म जरितः पुरूणि देवाँ अच्छा दीद्यानः सुमेधाः ।
रथो न सस्निरभि वक्षि वाजमग्ने त्वं रोदसी नः सुमेके ॥ ५ ॥

* ( पयपायप्रथमोयज्ञोयज्ञानांयज्ज्योतिष्टोमः । )

અ० હે ઇન્દ્રદેવ ! ગવ્યમિશ્રણવાળો, મંથનયુકત, અભિનવ યજ્ઞા શુક્રામન્થિગ્રહ વિષે વર્તમાન, આ સોમનું પાન કર. તારા હર્ષાર્થ અમે તે સોમ અર્પણ કરીએ છીએ, ઇન્દ્રવિષયક સ્તોત્રકરનારા મરૂદ્ગણ અને એકાદશ રૂદ્રો વડે સંગત તું સોમપાન દ્વારા તૃપ્ત થતો આ સોમને સર્વત જઠરવિષે સિંચન-ધારણ કર. २

येतेशुष्मंयेतविषीमवर्धन्नर्चन्तइन्द्रमरुतस्तओजः ।
माध्यंन्दिनेसवनेवज्रहस्तपिबारुद्रेभिःसगणःसुशिप्र ॥ ३ ॥

प० ये । ते । शुष्मम् । ये । तविषीम् । अवर्धन् । अर्चन्त । इन्द्र । मरुतः । ते । ओजः । माध्यन्दिने । सवने । वज्रऽहस्त । पिब । रुद्रेभिः । सऽगणः । सुऽशिप्र ॥ ३ ॥

अ० હે ઇન્દ્રદેવ ! જે મરૂતોએ તારા શત્રુ-શોષક-તેજને અને બલને વધાર્યું તેઓએ તુંને સ્તુતિ કરતા સતા તારાં યુદ્ધ-સામર્થ્યને વધાર્યું. વજ્રહસ્ત, શોભન નાસિકાવાળા હે ઇન્દ્રદેવ ! મરૂતો વડે સગણરૂપ તું માધ્યન્દિન સવનમા સોમપાન કર. ३

तइन्न्वस्यमधुमद्विविप्रइन्द्रस्यशर्धोमरुतोयआसन् ।
येभिर्वृत्रस्येषितोविवेदामर्मणोमन्यमानस्यमर्म ॥ ४ ॥

प० ते । इत् । नु । अस्य । मधुऽमत् । विविप्रे । इन्द्रस्य । शर्धः । मरुतः । ये । आसन् । येभिः । वृत्रस्य । इषितः । विवेद । अमर्मणः । मन्यमानस्य । मर्म ॥ ४ ॥

અ० જે ઇન્દ્રના બલભૂત હતા તેજ અમે મરૂદેવ, તારી સહાયાર્થ બેઠેલા છીએ, તૂં યુદ્ધ પ્રતિ ગમન કર એમ માધુર્યોપેત વાક્યને ક્ષિપ્ર પ્રેરે છે. જે યુદ્ધસહાયક મરૂતો વડે પ્રેરિત ઇન્દ્રદેવ, પર–અવિદિત મર્મસ્થાનવાળો તથા મારો કોઇ પણ હન્તા નથી એમ અભિમાન કરનારે વૃત્રાસુરના મર્મ ભાગને જાણનાર હતો. ४

म॒नु॒ष्वदि॑न्द्र॒ सव॑नं जुषा॒णः पिबा॒ सोमं॒ शश्व॑ते वी॒र्या॑य ।
स आ व॑वृत्स्व हर्यश्व य॒ज्ञैः स॑र॒ण्युभि॑र॒पो अर्णा॑ सिसर्षि ॥ ५ ॥ ९ ॥

प० म॒नु॒ष्वत् । इ॒न्द्र॒ । सव॑नम् । जु॒षा॒णः । पिब॑ । सोम॑म् । शश्व॑ते । वी॒र्या॑य । सः । आ । व॒वृ॒त्स्व॒ । ह॒रि॒ऽअ॒श्व॒ । य॒ज्ञैः । स॒र॒ण्युऽभिः॑ । अ॒पः । अर्णाः॑ । सि॒स॒र्षि॒ ॥५॥९॥

અ० હે ઇન્દ્રદેવ ! મનુના યજ્ઞની પેરે આ યજ્ઞનું સેવન કરનારો તૂં, પરપરિભવલક્ષણ સામર્થ્યાર્થ આ સોમનું પાન કર. હરિ નામના અશ્વ વડે સંપન્ન હે ઇન્દ્રદેવ ! તૂં, યજનીય મરૂતો સહિત આગમન કર. એક સરણશીલ મરૂતો સહિત તૂં, અન્તરિક્ષસ્થ તથા પાર્થિવ ઉદકોને પ્રાપ્ત કરાવ યદ્વા, જળ વ્યાપ્ત અન્તરિક્ષમાંથી ઉદકો પ્રાપ્ત કરાવ. ५(९)

इति तृतीयस्य द्वितीये नवमो वर्गः ॥९॥

त्वम॒पो यद्ध॑ वृ॒त्रं ज॑घ॒न्वाँ अत्याँ॑ इव॒ प्रासृ॑जः॒ सर्त॒वाजौ ।
शया॑नमिन्द्र॒ चर॑ता व॒धेन॑ वव्रि॒वांसं॒ परि॑ दे॒वीरदे॑वम् ॥ ६ ॥

प० त्वम् । अपः । यत् । ह । वृत्रम् । जघन्वान् । अत्यान्ऽइव । प्र । असृजः । सर्तवै । आजौ । शयानम् । इन्द्र । चरता । वधेन । वव्रिऽवांसम् । परि । देवीः । अदेवम् ॥६॥

अ० हे इन्द्रदेव ! तें देवनशील आपोजळने आसपास आवृत थइने वर्तनार अहंकताने लइ स्वच्छतया अ-प्रतिभासमान, એકત્રં નિશ્ચલ વર્તનાર મેઘને, યુદ્ધ વડે હણ્યો. તે યુદ્ધવિષે, અતિવેગ—ગમનાર્થ અશ્વોને જેમ પ્રેરે તે પ્રકારે અન્તરિક્ષમાંથી પ્રકર્ષપણે મેઘભેદન કરીને આપોજળને નિશ્ચે મુકત કર્યાં, ( તે ઇન્દ્રને અમે યજન કરીએ છીએ એમ ઉત્તર ઋચા સાથે અન્વય છે. ) ૬

यज्ञामइन्नमसावृद्धमिन्द्रंबृहन्तमृष्वमजरंयुवानम् ।
यस्यप्रियेममतुर्यज्ञियस्यनरोदसीमहिमानंममाते ॥ ७ ॥

प० यज्ञामः । इत् । नमसा । वृद्धम् । इन्द्रम् । बृहन्तम् । ऋष्वम् । अजरम् । युवानम् । यस्य । प्रिये इति । ममतुः । यज्ञियस्य । न । रोदसी इति । महिमानम् । ममाते इति ॥७॥

અ० હવિર્લક્ષણ અન્ન વડે પ્રવૃદ્ધ, મહાન્, સ્તોતવ્ય, જરારહિત, નિત્યતરૂણ ઇન્દ્રને, અમે કુશિકગોત્રના ઋષિઓ, યજ્ઞ—સિદ્ધયર્થ સ્તુતિવાક્યો વડે નિશ્ચે પૂજન કરીએ છઇએ. અ-પરિમિત દ્યાવાપૃથિવી, યજ્ઞાર્થ ઇન્દ્રના મહિમા—વૈભવનો પરિચ્છેદ કરવાને શક્તિમાન નથી. ૭

इन्द्रस्यकर्मसुकृतापुरूणिव्रतानिदेवानमिनन्तिविश्वे ।
दाधारयःपृथिवींद्यामुतेमांजजानसूर्यमुषसंसुदंसाः ॥ ८ ॥

प० इन्द्रस्य । कर्म । सुऽकृता । पुरूणि । व्रतानि । देवाः ।
न । मिनन्ति । विश्वे । दाधार । यः । पृथिवीम् । द्याम् ।
उत । इमाम् । जजान । सूर्यम् । उषसम् । सुऽदंसाः ॥८॥

अ० सर्वदेवो, तूं इन्द्रनां कर्मोनी, सुष्ठु-निर्मित-पृथिवी-आदिनी,
अनेक यज्ञादिनी आ सर्वनी हिंसा-बाधा करता नथी, किन्तु आदर
करे छे. जे आ इन्द्रदेव, पृथिवी-भूलोक, द्युलोक अने अन्तरि-
क्षलोक त्रण लोकोने धारण करे छे. वळी शोभनकर्मवाळो सतो
इन्द्रदेव, सूर्यने अने उषाकाळने उत्पादन करे छे. ८

अद्रोघसत्यंतवतन्महित्वंसद्योयज्जातोअपिबोहसोमम् ।
नद्यावइन्द्रतवसस्तओजोनाहानमासाःशरदोवरन्त ॥ ९ ॥

प० अद्रोघ । सत्यम् । तव । तत् । महिऽत्वम् । सद्यः । यत् ।
जातः । अपिबः । ह । सोमम् । न । द्यावः । इन्द्र ।
तवसः । ते । ओजः । न । अहा । न । मासाः । शरदः ।
वरन्त ॥ ९ ॥

अ० द्रोहवर्जित हे इन्द्रदेव ! तारुं ते महात्म्य यथार्थ छे के
तें उत्पन्न-थता-वेंत ज सोमरसनुं पान कर्युं. द्यु-उपलक्षित-
सर्व लोको तारा सामर्थ्यने वारण-निषेध करी शकता नथी.
प्रतिपदा आदि दिवसो, चैत्रादि मासो अने संवत्सरो तारा

સામર્થ્યને વારી શકતા નથી. કિન્તુ, તારા સામર્થ્યને અનુસરીને સર્વે રહે છે. ૯

त्वंसद्योअपिबोजातइंन्द्रमदायसोमंपरमेव्योमन् ।
यद्धद्यावापृथिवीआविवेशीरथाभवःपूर्व्यःकारुधायाः ॥१०॥१०॥

प० त्वम् । सद्यः । अपिबः । जातः । इन्द्र । मदाय । सोमम् । परमे । विऽओमन् । यत् । ह । द्यावापृथिवी इति । आ । अविवेशीः । अथ । अभवः । पूर्व्यः । कारुऽधायाः ॥ १० ॥ १० ॥

अ० હે ઇન્દ્ર ! જન્મ્યો ત્યારથી જ ઉત્તમસ્થાન-સ્થિત-તું, હર્ષાર્થે સોમપાન્ કર. તું ઘાવાપૃથિવી લોક વિષે ચોમેર નિશ્ચે પ્રવિષ્ટ છે. અનન્તર, પુરાતન તું, નિશ્ચે કર્મોનો વિધાતા છે. ૧૦

इतितृतीयस्यद्वितीयेदशमोवर्गः ॥ १० ॥

अहन्नहिंपरिशयानमर्णओजायमानंतुविजाततव्यान् ।
नतेमहित्वमनुभूदधद्यौर्यदन्ययास्फिग्याक्षामवस्थाः ॥ ११ ॥

प० अहन् । अहिम् । परिऽशयानम् । अर्णः । ओजायमानम् । तुविऽजात । तव्यान् । न । ते । महिऽत्वम् । अनु । भूत् । अध । द्यौः । यत् । अन्यया । स्फिग्या । क्षाम् । अवस्थाः ॥ ११ ॥

અ૦ પૃથિવી આદિ અનેકલોક જેથી ઉત્પન્ન થયા એવા હે ઈન્દ્રદેવ ! તેં, ઉદકની આસપાસ શયન કરનાર, બળાચરણ કરનાર, આ અતિશય પ્રવૃદ્ધ મેઘનો ઉદક-પ્રેરણાર્થ વધ કર્યો. અનન્તર, તારા મહિમાનો દ્યુલોક અનુભવ કરતી નથી-અર્થાત્ જાણતી નથી. કેમકે તું, એક કટિવડે ભૂમિને આચ્છાદિત કરી રહેલો છે. ૧૧

यज्ञोहितइन्द्रवर्धनोभूदुतप्रियःसुतसोमोमियेधः ।
यज्ञेनयज्ञमवयज्ञियःसन्यज्ञस्तेवज्रमहिहत्यआवत् ॥ १२ ॥

प० यज्ञः । हि । ते । इन्द्र । वर्धनः । भूत् । उत । प्रियः । सुतऽसोमः । मियेधः । यज्ञेन । यज्ञम् । अव । यज्ञियः । सन् । यज्ञः । ते । वज्रम् । अहिऽहत्ये । आवत् ॥ १२ ॥

અ૦ હે ઈન્દ્રદેવ ! અમારો યજ્ઞ નિશ્ચે, હવિઃપ્રદાન વડે ત્હારો વર્ધયિતા થાય છે. વળી અભિષુત સોમવાળો સારભૂત આ યજ્ઞ તૂને પ્રિય છે. તે તૂં, યજ્ઞાર્હ સતો યજ્ઞના કર્તા-પૂજનારાને યજ્ઞ દ્વારા ફલ-પ્રદાનપૂર્વક રક્ષણ કર. આ યજ્ઞ, તારા વજ્રનું વૃત્રહનનરૂપ કર્મ વિષે રક્ષણ કરો. ૧૨

यज्ञेनेन्द्रमवसाचक्रेअर्वागैनंसुम्नायनव्यसेववृत्याम् ।
यस्तोमेभिर्वावृधेपूर्व्येभिर्योमध्यमेभिरुतनूतनेभिः ॥ १३ ॥

प० यज्ञेन । इन्द्रम् । अवसा । आ । चक्रे । अर्वाक् । आ । एनम् । सुम्नाय । नव्यसे । ववृत्याम् । यः । स्तोमेभिः । ववृधे । पूर्व्येभिः । यः । मध्यमेभि । उत । नूतनेभिः ॥ १३ ॥

અ૦ હે ઇન્દ્રદેવ ! મારૂં યજનારા, સ્તુતિકથન વડે તું-ઇન્દ્રને હવિઃપ્રદાનપૂર્વક અભિમુખ કરે છે. તું જે પુરાતન સ્તોત્રો વડે પ્રવૃદ્ધ થયેલો, જે મધ્યે હોનારાં અને અમો વડે કરાતાં અધુનાતન સ્તોત્રો વડે વૃદ્ધિને પામે છે તેને, હું નવનર ધનાર્થે યજ્ઞ વડે મારી અભિમુખ કરૂં. ૧૩

धियेपयन्मांधिपणांजजानस्तवपुरापार्यादिन्द्रमह्नः ।
अंहंमोयत्रंपीपरद्यथानोनावेवयान्तमुभयेहवन्ते ॥ १४ ॥

प० धियें । यत् । मा । धिषणां । जजानं । स्तवै । पुरा । पार्यात् । इन्द्रम् । अह्नः । अंहंसः । यत्रं । पीपरंत् । यथां । नः । नावाऽईव । यान्तम् । उभयें । हवन्ते ॥१४॥

અ૦ ઇન્દ્રની સ્તુતિ કરૂં એવી બુદ્ધિ જ્યારે હું વિષે વ્યાપ્ત થાય છે ત્યારે હું સ્તોત્રને રચું છું. અતિદૂરવર્તી વિઘ્નકારક દિવસની પાર ઉતરૂં એવી બુદ્ધિ વ્યાપ્ત થાય ત્યારે તે પહેલાં સ્તોત્ર રચું છું. જે બુદ્ધિ ઉત્પન્ન થતાં દારિદ્રયથી અમને જેપ્રકારે પાર ઉતારે તેપ્રકારે ઉભયપાર્શ્વ વર્તનારા ધનાર્થી જનો, નૌકા વડે પ્રયાણ કરનાર પુરૂષની પેરે તે ઇન્દ્રને આહ્વાન કરે છે. ૧૪

आपूर्णोअस्यकलशःस्वाहासेक्तेवकोशंसिसिचेपिबध्यै ।
समुप्रियाआववृत्रन्मदायप्रदक्षिणिदभिसोमासइन्द्रम् ॥ १५ ॥

प० आऽपूर्णः । अस्य । कलशः । स्वाहां । सेक्ताऽईव । कोशम् । सिसिचे । पिबध्यै । सम् । ऊँ इति । प्रियाः ।

आ । अवृवृत्रन् । मदाय । प्रद्दक्षिणित् । अभि । सोमासः । इन्द्रम् ॥ १५ ॥

अ० હે ઇન્દ્રદેવ ! તારા પાનાર્થ દ્રોણકલશ, સોમપૂર્ણ છે, અને સોમસહિત કલશ તારા પાનાર્થ સ્વાહાકૃત-દત્તેલો છે. જેમ કોઇ જલસેચક જલપૂર્ણ કોશમાંથી પાત્રાંતર વિષે જલસિંચન કરે તેમ હું તે સોમને સિંચન કરૂં છુ. અત્યંત - સ્વાદિષ્ઠ, તૂંને દત્તેલા તે સોમ, તૂંને અભિલક્ષીને જ તારા હર્ષાર્થ પ્રાદક્ષિણ્યપૂર્વક, સમ્યક્ આવૃત થઇને વર્તો. १५

नत्वांगभीरःपुरुहूतसिन्धुर्नाद्रयःपरिषन्तोवरन्त ।
इत्थासखिभ्यइषितोयदिन्द्राद्दृह्ळंचिदरुजोगव्यमूर्वम् ॥ १६ ॥

प० न । त्वा । गभीरः । पुरुहूत । सिन्धुः । न । अद्रयः । परि । सन्तः । वरन्त । इत्था । सखिभ्यः । इषितः । यत् । इन्द्र । आ । दृळ्हम् । चित् । अरुजः । गव्यम् । ऊर्वम् ॥ १६ ॥

अ० હે અનેક-આહત-ઇન્દ્રદેવ ! ગભીર સમુદ્ર તૂંને વારી શકતો નથી. શૈલો તૂંને વારી શકતા નથી. કિન્તુ તૂંને અનુસરીને વર્તે છે આ પ્રકારે સખાદેવો વડે પ્રાર્થિત તૂં, અતિપ્રબલ હવાડા વિષે વર્તનાર ઉર્વાનલને પણ સમ્યક્ પ્રકારે વિનાશ કરનારો છે. १६

( સત્તરમી ઋચા માટે જુઓ સૂ. ૩૦-૨૨ ) १७

इतितृतीयस्यद्वितीयेएकादशोवर्गः ॥११॥

## सूक्त ३२.

१ प्रप्रुथ = अत्यन्तं प्रासैः पूरयित्वा = ગ્રાસ વડે, પૂર્ણ કરીને.
२ विविप्रे = प्रेरयन् = પ્રેરે છે.
३ मरुत्वद्भिः = मरणशीलैः मरुद्भिःसहितः = મરણશીલ મરુતો સહ.
४ सर्तवे = अतिवेगेनगमनाय = અતિવેગ ગમનાર્થ.
५ पप्रिवांसम् = आपूरयमाणम् = આસપાસ વર્તમાન.
६ कारुधायाः = कर्मणां विधाता = કર્મોનો વિધાતા.
७ तव्यान् = अतिशयेनप्रवृद्धान् = અત્યંત પ્રવૃદ્ધ.
८ हिरुक्या = कटया = કટિ વડે.
९ निषेधः = सारभूतो यज्ञ. = સારભૂત ય[illegible]
१० ऊर्वम् = ऊर्वानलम् = વડવાનલ.

---

## सूक्त ३३.

ઋષિ:-૪-૬-૮-૧૦ નદી, અવશિષ્ટ વિશ્વામિત્ર; દેવતા:-ઇન્દ્ર; છન્દ:-૧-૧૨ ત્રિષ્ટુભ્, ૧૩ અનુષ્ટુભ્.

प्रपर्वतानामुशतीउपस्थादश्वेइवविषितेहासमाने ।
गावेवशुभ्रेमातरारिहाणेविपाट्छुतुद्रीपयसाजवेते ॥ १ ॥

प० प्र । पर्वतानाम् । उशती इति । उपऽस्थात् । अश्वेऽइवेत्यश्वेऽइव । विषिते इति विऽसिते । हासमाने इति । गावाऽइव-

इव । शुभ्रे इति । मातरा । रिहाणे इति । विऽपाट् ।
शुतुद्री । पयसा । जवेते इति ॥ १ ॥

અ० તબેલામાંથી વિમુકત, અન્યોન્ય-વેગ વડે-સ્પર્ધા-કરનારી, અથવા ત્વરા વડે ગમન કરનારી, યદ્વા પરસ્પર-હર્ષને-પામનારી-ઘોડીઓની પેરે, બે શોભમાન ગાયો પેરે શોભમાન, તથા પોતાના વત્સને જીહ્વા વડે ચાટવાની ઇચ્છા વાળી શીઘ્રગતિવાળી, સમુદ્ર પ્રતિ વેગે પ્રયાણ કરનાર પયસ્યુકત **વિપાટ્** તથા **શુતુદ્રી** નદી. સમુદ્ર પ્રતિ શીઘ્ર પ્રયાણ કરે છે. १

इन्द्रेषितेप्रसवंभिक्षमाणेअच्छासमुद्रंरथ्येवयाथः ।
समाराणेऊर्मिभिःपिन्वमानेअन्यावामन्यामप्येतिशुभ्रे ॥ २ ॥

प० इन्द्रेषिते इतीन्द्रऽइषिते । प्रऽसवम् । भिक्षमाणे इति । अच्छ । समुद्रम् । रथ्याऽइव । याथः । समाराणे इति समऽआराणे । ऊर्मिऽभिः । पिन्वमाने इति । अन्या । वाम् । अन्याम् । अपि । एति । शुभ्रे इति ॥ २ ॥

અ० હે નદીઓ ! ઇન્દ્ર-પ્રેષિત તમે, રથીઓની પેરે તે ઇન્દ્રદેવની અનુજ્ઞાની પ્રાર્થના કરતી, સમુદ્રની અભિમુખે પ્રયાણ કરનારી છો. પરસ્પર સંગમન કરતી, તરંગો વડે પરિસર પ્રદેશને સંતર્પત કરતી, શોભમાન તમે પ્રયાણ કરો છો. તમો એક બીજાને પરસ્પર એકપતાને પ્રાપ્ત કરીને પ્રયાણ કરો છો. २

अच्छासिन्धुंमातृतमामयासंविपाशमुर्वींसुभगामगन्म ।
वत्समिवमातरासंरिहाणेसमानंयोनिमनुसंचरन्ती ॥ ३ ॥

प० अच्छ । सिन्धुम् । मातृऽतमाम् । अयासम् । विऽपाशम् । उर्वीम् । सुऽभगाम् । अगन्म । वत्सम्ऽइव । मातरा । संरिहाणे इति सम्ऽरिहाणे । समानम् । योनिम् । अनु । संचरन्ती इति सम्ऽचरन्ती ॥ ३ ॥

अ० હે નદીઓ ! હું વિશ્વામિત્ર ઋષિ, અતિશયે માતારૂપ, શુતુદ્રી નદીની અભિમુખે પ્રાપ્ત થયો છું. અમે, મહાન્ સૌભાગ્ય વની વિપાશ નદીને પ્રાપ્ત થયા છઇએ. બે ધેનુઓ વત્સને જીહ્વા વડે ચાટવાને ઇચ્છા કરતી પોતાના વત્સની પાછળ જાય તેમ અમે, તમારા એકયોનિસ્થાનરૂપ સમુદ્રને અભિલક્ષી સમ્યક્ પ્રકારે-સંચાર કરનારી-તમને પ્રાપ્ત થયા છઇએ. ૩

एनावयंपयसापिन्वमानाअनुयोनिंदेवकृतंचरन्तीः ।
नवर्तवेप्रसवःसर्गतक्तःकिंयुर्विप्रोनद्योजोहवीति ॥ ४ ॥

प० एना । वयम् । पयसा । पिन्वमानाः । अनु । योनिम् । देवऽकृतम् । चरन्तीः । न । वर्तवे । प्रऽसवः । सर्गऽतक्तः । किम्ऽयुः । विप्रः । नद्यः । जोहवीति ॥ ४ ॥

अ० આ પયસ્ વડે સંતૃપ્ત કરતી, ઇન્દ્રદેવ વડે સંદિષ્ટ સમુદ્રસ્થાનને અનુલક્ષી અમે સંચાર કરી રહેલી છઇએ. ગમન વિષે પ્રવૃત્ત અમારો ઉદ્યોગ નિવર્તનાર્થ નથી. આ બ્રાહ્મણ શું ઇચ્છાને લઇ અમને બહુ આહ્વાન કરે છે ? ૪

रमध्वंमेवचसेसोम्यायऋतावरीरुपमुहूर्तमेवैः ।
प्रसिन्धुमच्छाबृहतीमनीषावस्युरह्वेकुशिकस्यसूनुः ॥५॥१२॥

प० रमध्वम् । मे । वचसे । सोम्याय । ऋतऽवरी । उप । मुहूर्तम् । एवैः । प्र । सिन्धुम् । अच्छ । बृहती । मनीषा । अवस्युः । अह्वे । कुशिकस्य । सूनुः ॥ ५ ॥ १२ ॥

अ० ઉદકસંપન્ન હે નદીઓ ! 'તમને ઉત્તીર્ણ કરીને હું સોમને સંપાદન કરું' એમ સોમસંપાદી-વચનાર્થ, શીઘ્ર ગમનથી મુહૂર્તમાત્ર તમે ઉપરામને પામો. કુશિકપુત્ર હું વિશ્વામિત્ર, મહાન્ સ્તુતિ વડે રક્ષણની ઇચ્છાવાળો, સતો તું શુતુદ્રીને પ્રકર્ષપણે આહ્વાન કરું છું. ५(१२)

इतितृतीयस्यद्वितीयेद्वादशोवर्गः ॥ ४ ॥

इन्द्रोअस्माँअरदद्वज्रबाहुरपाहन्वृत्रंपरिधिंनदीनाम् ।
देवोऽनयत्सवितासुपाणिस्तस्यवयंप्रसवेयामउर्वीः ॥ ६ ॥

प० इन्द्रः । अस्मान् । अरदत् । वज्रऽबाहुः । अप । अहन् । वृत्रम् । परिऽधिम् । नदीनाम् । देवः । अनयत् । सविता । सुऽपाणिः । तस्य । वयम् । प्रऽसवे । याम । उर्वीः ॥६॥

अ० હે વિશ્વામિત્ર ! વજ્રયુક્ત બાહુવાળા ઇન્દ્રે અમે-નદીઓને ખોદી નાખી. સન્દકારક આપોજળની પરિધિ રૂપ વૃત્ર-મેઘનો વધ કર્યો. તેનો વધ થતાં આપોજળનો પાત થયો. તે ગમનકરનારાં જળો વડે અમે ખોદાયેલી. એમ મેઘહનન દ્વારા

અમને ખોદી. એટલું જ નહિ કિન્તુ સર્વ જગતના પ્રેરક, શોભન હસ્તકવાળા ઇન્દ્રે, મેઘભેદન કરીને ઉદકપ્રેરણ વડે સમુદ્રને પુર્ણ કર્યો. તેના સામર્થ્યવાળા ઇન્દ્રની અભ્યનુજ્ઞા વિષે વર્તનારી, ઉદકો વડે પ્રભૂત એવી અમે પ્રયાણ કરીએ છીએ, અર્થાત્ તારા વચનથી ઉપરામીશું નહિ. ૬

प्रवाच्यंशश्वधावीर्यं१तदिन्द्रस्यकर्मयदहिंविवृश्चत् ।
विवज्रेणपरिषदोजघानायन्नापोयनमिच्छमानाः ॥ ७ ॥

प० प्रवाच्यम् । शश्वधा । वीर्यम् । तत् । इन्द्रस्य । कर्म । यत् । अहिम् । विवृश्चत् । वि । वज्रेण । परिषदः । जघान । आयन् । आपः । अयनम् । इच्छमानाः ॥ ७ ॥

अ० જે આ ઇન્દ્રે મેઘછેદન કર્યું તેનું સામર્થ્ય, સર્વદા પ્રકર્ષપણે વચનીય છે, તે ઇન્દ્રે, પરિતઃ–પ્રતિબન્ધકારક અસુરોનો વજ્ર વડે વધ કર્યો. અનન્તર, સ્થાનેચ્છુ આપોજળ, પોતાના સ્થાન પ્રતિ પ્રયાણ કરે છે. ૭

एतद्वचोजरितर्मापिमृष्ठाआयत्तेघोषानुत्तरायुगानि ।
उक्थेषुकारोप्रतिनोजुषस्वमानोनिकःपुरुषत्रानमस्ते ॥ ८ ॥

प० एतत् । वचः । जरितः । मा । अपि । मृष्ठाः । आ । यत् । ते । घोषान् । उत्तरा । युगानि । उक्थेषु । कारो इति । प्रति । नः । जुषस्व । मा । नः । नि । करिति कः । पुरुषत्रा । नमः । ते ॥ ८ ॥

अ० हे स्तोता विश्वामित्र ! त्हारां संवादात्मक वचन के तूं अमोने अ-प्रीतिपूर्वक उद्‌घोष करतो रह्यो छे ते, म विस्मृत करीश. उत्तरयुगो ( याज्ञिक युगो ) विषे ऊक्थो मध्ये स्तोत्रोनो कर्ता तू, अमने संवादात्मक वचनपूर्वक सेवन कर. अधुना तूं, उक्ति-प्रत्युक्तिरूप-संवादवाक्यना-अध्यापन वडे अत्यंत पुंवत् प्रागल्भ्य म कर. तूने नमस्कार हो. ८

ओषुस्वंसारःकारवेंशृणोतययौवोंदूरादनंसारथेन ।
निषूनंमध्वंभवतासुपाराअधोअक्षा सिन्धवःस्रोत्याभिः ॥ ९ ॥

प० ओ,इति । सु । स्वसारः । कारवें । शृणोत । ययौ । वः । दूरात । अनसा । रथेन । नि । सु । नमध्वम् । भवत । सुऽपाराः । अधःऽअक्षाः । सिन्धवः । स्रोत्याभिः ॥ ९ ॥

अ० हे भगिनी रूप नदीओ ! स्तोत्र करनारो हुं तेनां वचननुं श्रवण अवश्य करो विप्रकृष्ट देशथी हुं रथवडे तमने प्राप्त थयो छु तमे पोताथी सुष्ठु प्रकारे प्रह्वीभूत हो. सुष्ठु प्रकारे पार उतराय तेवी हो वळी, तमारां स्रवणशील जळ वडे रथाग्र रूप अक्ष नीचे वहेनारी हो ९

आतेंकारोशृणवामावचांसियुयाथदूरादनंसारथेन ।
नितेनंसैपीप्यानेवयोषामर्यायेवकन्याशश्वचैतें ॥१०॥१३॥

प० आ । ते । कारो इति । शृणवाम । वचांसि । ययाथ । दूरात् । अनसा । रथेन । नि । ते । नंसै । पीप्यानाऽइव । योषा । मर्यायऽइव । कन्या । शश्वचै । तऽइति ॥१०॥१३॥

અ૦ સ્તોત્ર કરનારા હે વિશ્વામિત્ર ! તારાં આ વાકયોને અમે સંપૂર્ણરીતે શ્રવણ કરીએ છીએ. શકટ તથા રથ વડે પ્રયાણ કરો. અમે ત્વદર્થ નીચે નમીએ છીએ છઈએ. પુત્રને સ્તનપાન કરાવનારી માતા તેમજ યુવતિ જેમ પોતાના પિતા તથા ભ્રાતાનું પરિષ્વજન-ભેટન કરવાને પ્રહ્વીભૂત થાય તેમ અમો પ્રહ્વીભૂત થઈએ છઈએ. ૧૦ (૧૩)

इतितृतीयस्यद्वितीयेत्रयोदशोवर्गः ॥ १३ ॥

यदुंगत्वांभरताःसंतरेयुर्गव्यन्ग्रामइषितइन्द्रजूतः ।
अर्षादहप्रसवःसर्गतक्तआवोवृणेसुमतियज्ञियानाम् ॥ ११ ॥

प० यत् । अंग । त्वा । भरताः । सम्ऽतरेयुः । गव्यन् । ग्रामः । इषितः । इन्द्रऽजूतः । अर्षात् । अह । प्रऽसवः । सर्गऽतक्तः । आ । वः । वृणे । सुऽमतिम् । यज्ञियानाम् ॥ ११ ॥

અ૦ હે નદીઓ ! તમે મને ઉતરવાને અભ્યનુજ્ઞા કરી, તેથી ભરતકુલોત્પન્ન મારા કુટુંબિઓ સર્વેય, પરસ્પર એકતાને પ્રાપ્ત તમને સમ્યક્ પ્રકારે ઉત્તીર્ણ હો. ઉદકોને તરવાને ઇચ્છતો તમો વડે અભ્યનુજ્ઞાત ઇન્દ્રપ્રેરિત ભરતસંઘ, તમને સંતરણ કરો. તે સંઘનો ઉદ્યોગ, ગમનાર્થ પ્રવૃત્ત થયો છે. મને તમે પૂર્વે અનુજ્ઞા કરેલી અને હું તો યજ્ઞાર્હ તમોની, શોભન સ્તુતિનું સર્વતઃ સંભેવન કરું છું. ૧૧

अतारिषुर्भरतागव्यवःसमभक्तविप्रःसुमतिंनदीनाम् ।
प्रपिन्वध्वमिषयन्तीःसुराधाआवक्षणाःपृणध्वंयातशीभम् ॥ १२ ॥

प० अतारिषुः । भरताः । गव्यवः । सम् । अभक्त । विप्रः ।
सुऽमतिम् । नदीनाम् । प्र । पिन्वध्वम् । इषयन्तीः ।
सुऽराधाः । आ । वक्षणाः । पृणध्वम् । यात । शीभम् ॥ १२ ॥

અ० ગાયોની ઇચ્છાવાળા ભરત કુલજોએ તે નદીને સમ્યક્ પ્રકારે ઉત્તીર્ણ કરી. મેધાવાન્ વિશ્વામિત્રે, નદીઓની શોભન-સ્તુતિનું સમ્યક્ પ્રકારે સેવન કર્યું. તમે તો યથાપૂર્વ કુલ્યાદિ દ્વારા અન્નને સંપાદન કરનારી, શોભનધન વડે યુકત છો તમે કૃત્રિમ સરિતાઓને તૃપ્ત કરો અને પ્રકર્ષપણે ચોમેર પૂર્ણ કરો. શીઘ્ર પ્રયાણ કરો. ૧૨

उद्वऊर्मिःशम्याहन्त्वापोयोक्त्राणिमुंचत ।
मादुष्कृतौव्येनसाघ्न्यौशूनमारताम् ॥ १३ ॥ १४ ॥

प० उत् । वः । ऊर्मिः । शम्याः । हन्तु । आपः । योक्त्राणि । मुंचत । मा । अदुःऽकृतौ । विऽएनसा । अघ्न्यौ । शूनम् । आ । अरताम् ॥ १३ ॥ १४ ॥

અ० હે નદીઓ ! તમારા તરંગ, રજ્જુ હેઠે વહે. તે તરંગ રજ્જુ-ઓની નીચે વહે હે આપોજળ ! તમે તે રજ્જુઓને મુકત કરો અર્થાત્ તેમને સ્પર્શ ન થાય તેમ વહો. વિગતપાપ, કલ્યાણ-કર્મ-કરનારી કોઇપણ વડે અતિરસ્કરણીય હે વિપાટ્ તથા શુતુદ્રી નદીઓ ! રથોને સમૃદ્ધિ પ્રાપ્ત કરો. ૧૩(૧૪)

इतितृतीयस्यद्वितीयेचतुर्दशोवर्गः ॥ १४ ॥

## सूक्त ३३.

१ निषिते = मनुराती विमुक्ते = तबेलामांथी विमुक्त थये.
२ हासमाने = अन्योन्यंजयेनस्पर्धमानेयश्वा हृष्यन्तौ = त्वरा वडे गमन करनारी; घणा हर्षने पामनारी.
३ समाराणे = परस्परसंगच्छन्त्यौ = परस्पर संगमन करती.
४ वर्तवे = निवर्तनाय = निवर्तनार्थ.
५ सर्गतक्तः = सर्गे गमने प्रवृत्तः = गमन विषे प्रवृत्त.
६ कियुः = किमिच्छन् = शुं इच्छाने लइ.
७ ऋतावरीः = उदकवत्यः = उदकसंपन्न.
८ अवस्युः = आत्मनोरक्षणमिच्छन = पोताना रक्षणनी इच्छावाळो.
९ अरदत् = अखनत् = खोदी नाखेली.
१० ऊर्मीः = उदकैः प्रभूताः = उदकवडे प्रभूत.
११ अविमृष्याः = विस्मार्याः = विस्मृत करीय.
१२ कारः = शास्त्राणां कर्तः = स्तोत्रनो कर्ता.
१३ सोत्याभिः = स्रवणशीलाभिःअद्भिः = स्रवणशील जळ वडे.
१४ शश्वचे = परिष्वजनाय = भेटनार्थ.
१५ गव्यन् = उदकानि तरितुमिच्छन् = उदकोने तरवाने इच्छतो.
१६ ग्रामः = संघः ।
१७ वक्षणाः = कृत्रिमसरितः = कृत्रिम सरिताओने.
१८ शीभम् = शीघ्रम् ।
१९ शम्याः=युगकीलाः युग्मकण्ठपार्श्वादिः संलग्नारश्मय.= रज्जु.

२० शूनम् = समृद्धिम् ।
२१ आरताम् = आगच्छताम् = પ્રાપ્ત કરો
२२ योक्त्राणि = रज्जु = જોતું.

---

## सूक्त ३४.

ઋષિ –વિશ્વામિત્ર, દેવતા –ઇન્દ્ર, છન્દ –ત્રિષ્ટુભ્

इन्द्रः॑ पूर्भिदाति॑रद्दास॑मर्कैर्वि॒दद्व॑सु॒र्दय॑मानो॒ वि शत्रू॑न् ।
ब्रह्म॑जूतस्त॒न्वा॑ वावृधा॒नो भूरि॑दात्र॒ आपृ॑ण॒द्रोद॑सी उ॒भे ॥ १ ॥

प० इन्द्रः॑ । पूः॒ऽभित् । आ । अ॒ति॒र॒त् । दास॑म् । अ॒र्कैः ।
वि॒दत्ऽव॑सुः । दय॑मानः । वि । शत्रू॑न् । ब्रह्म॑ऽजूतः । त॒न्वा॑ ।
व॒वृ॒धा॒नः । भूरि॑ऽदात्रः । आ । अ॒पृ॒ण॒त् । रोद॑सी॒ इति॑ ।
उ॒भे इति॑ ॥ १ ॥

अ० અસુરપુરીઓનો ભેત્તા, સ્વમહિમાની પ્રખ્યાપક વસુસંપત્તિ વડે યુકત, અસુરોને વિશેષ હિંસિત કરતો ઇન્દ્રદેવ અન્ધકારનાશક વાસરને સ્વતેજો વડે ચોમેર વૃદ્ધિગત કરે કરે છે સ્તોત્રવડે આકૃષ્ટ યદ્વા જગત્સ્રષ્ટા વડે પ્રેરિત, સ્વશરીર વડે વર્ધમાન, બહુવિધ આયુધ વડે યુક્ત ઇન્દ્રદેવ દ્યાવાપૃથ્વી ઉભયને સર્વત તૃપ્ત કરે છે ૧

मखस्यंतेतविषस्यप्रजूतिमियर्मिवाचममृतायभूषन् ।
इन्द्रक्षितीनामसिमानुषीणांविशांदैवीनामुतपूर्वयावा ॥ २ ॥

प० मखस्यं । ते । तविषस्यं । प्र । जूतिम् । इयर्मि । वाचम् ।
अमृताय । भूषन् । इन्द्र । क्षितीनाम् । असि । मानुषी-
णाम् । विशाम् । दैवीनाम् । उत । पूर्वऽयावा ॥ २ ॥

अ० ઇન્દ્રદેવ ! તૂંને અલંકૃત કરતો હું, મહનીય-સ્તુત્ય, બલવાન્-
તૂંની મનપ્રેરિત સ્તુતિલક્ષણા વાણીને અનાર્થ પ્રકર્ષપણે
ઉચ્ચારૂં છું. તૂં, માનુષી તથા દૈવી પ્રજાઓનો
અગ્રગન્તા છે. ૨

इन्द्रोवृत्रमवृणोच्छर्धनीतिःप्रमायिनाममिनाद्वर्पणीतिः ।
अहन्व्यंसमुशधग्वनेष्वाविर्धेनाअकृणोद्राम्याणाम् ॥ ३ ॥

प० इन्द्रः । वृत्रम् । अवृणोत् । शर्धऽनीतिः । प्र । मायिनाम् ।
अमिनात् । वर्पऽनीतिः । अहन् । विऽअंसम् । उशधक् ।
वनेषु । आविः । धेनाः । अकृणोत् । राम्याणाम् ॥ २ ॥

अ० પ્રવૃદ્ધનાયક તે ઇન્દ્રે, વૃત્રાસુરનો બલવડે નિરોધ કર્યો.
યુદ્ધ વિષે શત્રુઓના પ્રહારોના નિવારક કર્મવાળા ઇન્દ્રે,
માયાવી અસુરોનો પ્રકર્ષપણે વધ કર્યો. શત્રુ વધની-કામના
-કરનારા ઇન્દ્રે, વનો મધ્યે ગૂઢચારિ અસુરને છિન્ન ( ખભા )
વાળો કરી વધ કર્યો. ગાયોના અપહર્તા તે રાત્રિચરનો વધ
થયે, રાત્રિઓવિષે અન્તઃસ્થિત ગાયોને પ્રગટ કરી. ૩

इन्द्रः॒ स्व॒र्षा ज॒नय॒न्नहा॑नि जि॒गायो॒शिग्भिः॒ पृत॑ना अभि॒ष्टिः ।
प्रारो॑चय॒न्मन॑वे के॒तुमह्ना॒मवि॑न्द॒ज्ज्योति॑र्बृह॒ते रणा॑य ॥ ४ ॥

प० इन्द्रः । स्वः॒ऽसाः । ज॒नय॑न् । अहा॑नि । जि॒गाय॑ । उ॒शिक्ऽभिः॑ । पृत॑नाः । अ॒भि॒ष्टिः । प्र । अ॒रो॒च॒य॒त् । मन॑वे । के॒तुम् । अह्ना॑म् । अवि॑न्दत् । ज्योतिः॑ । बृ॒ह॒ते । रणा॑य ॥ ४ ॥

अ० स्वर्गप्रद इन्द्रे, दिवसोने स्वतेजे वडे उत्पादित कर्या. युद्धनी कामना वाळा अंगिराओ सह परकीय सेनाओना अभिभावुक सता तेणे शत्रुओने जीत्या मनुष्य-यजमानार्थ दिवसोना प्रज्ञापक सूर्यने प्रकर्षपणे प्रकाशित कर्यो तेथी महान् युद्ध प्रकाशन अर्थ ज्योतिःप्रकाशने प्राप्त कर्यो. ४

*इन्द्र॒स्तुजो॑ ब॒र्हणा॒ आ वि॑वेश नृ॒वद्दधा॑नो॒ नर्या॑ पु॒रूणि॑ ।
अचे॑तय॒द्धिय॑ इ॒मा ज॑रि॒त्रे प्रेमं वर्ण॒मति॑रच्छु॒क्रमा॑साम् ॥५॥१५॥

प० इन्द्रः॑ । तुजः॑ । ब॒र्हणाः॑ । आ । वि॒वे॒श॒ । नृ॒ऽवत् । दधा॑नः । नर्या॑ । पु॒रूणि॑ । अचे॑तयत् । धियः॑ । इ॒माः । ज॒रि॒त्रे । प्र । इ॒मम् । वर्ण॑म् । अ॒ति॒र॒त् । शु॒क्रम् । आ॒सा॒म् ॥५॥१५

अ० ते इन्द्रे, ( प्रकाश प्राप्त करीने ) बाधिका युद्धोत्साह वडे वर्धमान परकीय सेनाओमां मनुष्यवत् प्रवेश कर्यो. युद्ध-

---

* ( शुक्रवर्णामुदुमीयंसतेधियम्—ऋ स. २-२-१२ ).

નયનકારકોને યોગ્ય અનેકધનોને ધારણ-અર્પણ કરતો પ્રવિષ્ટ થયો. તે ઇન્દ્રે સ્તોતાજનો અર્થ આ ઉષાઓ જ્ઞાપિત કરી. અનન્તર, તે આ ઉષાઓના આ પ્રકાશયુક્ત શુક્લવર્ણને સ્વતેજ વડે વધારે છે. ૫

महोमहानिपनयन्त्यस्येन्द्रस्यकर्मसुकृतापुरूणि ।
वृजनेनवृजिनान्त्संपिपेषमायाभिर्दस्यूँरभिभूत्योजाः ॥ ६ ॥

૫૦ महः । महानि । पनयन्ति । अस्य । इन्द्रस्य । कर्म । सुऽकृता । पुरूणि । वृजनेन । वृजिनान् । सम् । पिपेष । मायाभिः । दस्यून् । अभिभूतिऽओजाः ॥ ६ ॥

અ૦ આ મહાન્ ઇન્દ્રનાં મંહનીય અનેક સુષ્ઠુ કર્મોની સ્તુતિ કરે છે. તે ઇન્દ્રે, બલ વડે પાપરૂપ અસુરોને સમ્યક્ પ્રકારે ચૂર્ણીભૂત કર્યા. શત્રુનો અભિભવ કરવાને સમર્થ બળવાળા ઇન્દ્રે, દસ્યુઓને કપટ વડે સમ્યક્ ચૂર્ણીભૂત કર્યા. ૬

युधेन्द्रोमह्नावरिवश्चकारदेवेभ्यःसत्पतिश्चर्षणिप्राः ।
विवस्वतःसदनेअस्यतानिविप्राउक्थेभिःकवयोगृणन्ति ॥ ७ ॥

૫૦ युधा । इन्द्रः । मह्ना । वरिवः । चकार । देवेभ्यः । सत्ऽपतिः । चर्षणिऽप्राः । विवस्वतः । सदने । अस्य । तानि । विप्राः । उक्थेभिः । कवयः । गृणन्ति ॥ ७ ॥

અ૦ દેવોના પતિ, મનુષ્યોના અપેક્ષિત-ફલ-પ્રદાન વડે પૂરક તે ઇન્દ્રે, મહાન્ યુદ્ધ વડે અર્થી મનુષ્યોને અત્યંત વરણીય

ધનને પ્રાપ્ત કરીને દેવનશીલ સ્તોતાજનોને દીધાં. મેધાવી સ્તોતાજનો, અગ્નિહોત્રાદિ કર્માર્થ યજનારાના ગૃહ વિષે આ ઇન્દ્રનાં વૃત્રહનન-બહુપ્રદાન-આદિ કર્મોની સ્તોત્રો વડે સ્તુતિ કરે છે. ૭

सत्रासाहंवरेण्यंसहोदांससवांसंस्वरपश्चदेवीः ।
ससानयःपृथिवींद्यामुतेमामिन्द्रंमदन्त्यनुधीरणासः ॥ ८ ॥

प० सत्राऽसहम् । वरेण्यम् । सहःऽदाम् । ससऽवांसम् । स्वः । अपः । च । देवीः । ससान । यः । पृथिवीम् । द्याम् । उत । इमाम् । इन्द्रम् । मदन्ति । अनु । धीऽरणासः ॥ ८ ॥

અ० સ્તુતિવડે ધ્વનિ કરનારા સ્તોતા જનો, મહાન્ વૃત્રાદિ અસુરના અભિભવિતા, સર્વ-વરણીય, દુર્બલ-અર્થિને-બલપ્રદ, દેવનશીલ આપોજળ અને સ્વર્ગલોકના સેવન કરનાર ઇન્દ્રને હર્ષિત કરે છે. જે પૃથિવી, દ્યુલોક તથા આ અન્તરિક્ષ લોક તેતે લોકવાસીઓને દે છે તે ઇન્દ્રને હર્ષિત કરે છે. ૮

ससानात्याँउतसूर्यंससानेन्द्रःससानपुरुभोजसंगाम् ।
हिरण्ययमुतभोगंससानहत्वीदस्यून्प्रार्यंवर्णमावत् ॥ ९ ॥

प० ससान । अत्यान् । उत । सूर्यम् । ससान । इन्द्रः । ससान । पुरुऽभोजसम् । गाम् । हिरण्ययम् । उत । भोगम् । ससान । हत्वी । दस्यून् । प्र । आर्यम् । वर्णम् । आवत् ॥ ९ ॥

અ० તે ઇન્દ્રે યુદ્ધાર્થ મરૂતોને અશ્વ અર્પણ કર્યા. પ્રાણિઓના વ્યવહાર–નિર્વાહાર્થ આદિત્ય અર્પણ કર્યો. ક્ષીરાદિ અન્ન–યુક્ત ગાય અગ્નિહોત્રાદિ સિદ્ધયર્થ અર્પણ કરી, અર્થી જનોને હિરણ્મય ભોગ વા ગૃહ અર્પણ કર્યું. બાધક અસુરોને હણી ઉત્તમ ત્રૈવર્ણિકનું પાલન કર્યું. ૯

इन्द्र ओषधीरसनोदहानि वनस्पतीँरसनोदन्तरिक्षम् ।
बिभेद वलं नुनुदे विवाचोऽथाभवद्दमिताभिक्रतूनाम् ॥ १० ॥

૧૦ इन्द्रः । ओषधीः । असनोत् । अहानि । वनस्पतीन् ।
असनोत् । अन्तरिक्षम् । बिभेद । वलम् । नुनुदे । विऽ-
वाचः । अथ । अभवत् । दमिता । अभिक्रतूनाम् ॥ १० ॥

અ० ઇન્દ્રે, પ્રાણીઓના ઉપભોગાર્થ ઔષધીઓ પ્રકર્ષપણે અર્પણ કરી, આયુષ્યની પરિતૃપ્તિ અર્થે દિવસો અર્પણ કર્યા, યજ્ઞાર્થ–ખદિર–પલાશાદિ–વૃક્ષો અર્પણ કર્યા, સંચારર્થ અન્તરિક્ષ અર્પણ કર્યું, ઉદક પ્રેરણાર્થ મેઘભેદન કર્યું, વિરુદ્ધ વાણીવાળા પ્રતિકુલ અસુરોનો પ્રાણિરક્ષાર્થ બાધ કર્યો, અને બળવંત શત્રુઓનો પણ તે દમયિતા થયો. ૧૦

( ઋચા ૧૨ માટે જુઓ. સૂ. ૩૦–૨૨ ). ૧૧(૧૬)

इतितृतीयस्यद्वितीयेषोडशोवर्गः ॥ १६ ॥

सूक्त ३५.

१ विहयमानः = विशेषेण हिंसन् = વિશેષ હિંસન કરતો.
२ भूरिदाश्रः = भरतेऽलूयते अनेन शत्रुशिर इति दाश्र मायुधम् = बहुविधायुधोपेतः = બહુવિધ આયુધ વડે યુક્ત.

३ मतस्य = महनीयस्य स्तुत्यस्य = મહનીય; સ્તુત્ય.
४ जूतिम् = मनसा प्रेरितं वाचम् = મન વડે પ્રેરિત વાણીને
५. पूर्वयावा = अग्रतो गन्ता = અગ્રગન્તા.
६ शर्धनीतिः = नयनंनीतिः कर्मशर्धंप्रवृद्धंनीतिः कर्म यस्य सः પ્રવૃદ્ધ-નયન કર્મવાળો.
७ धर्पनीतिः = परप्रहाराणां निवारकंकर्म = શત્રુના પ્રહારોના નિવારક કર્મવાળો.
८ उशधक = शत्रुवधं कामयमानः = શત્રુના વધની કામના કરનાર.
९ राम्याणाम = राम्याणांरमणम् स्त्रीभिःसहक्रीडारमः तमर्हंतिइतिराम्याराात्रयः तासाम् = રાત્રિ વિષે.
१० स्वर्पाः = स्वर्गप्रदाः ।
११ उशिग्भिः = युद्ध कामयमानैः = યુદ્ધકામનાવાળા.
१२ आभिद्रिः = अभिभावुकः ।
१३ रणाय. = युद्धप्रकाशनाय = યુદ્ધપ્રકાશનાર્થે.
१४ तुजः = बाधिकाः ।
१५ बर्हणाः = सेनाः ।
१६ वृजनेन = वर्ज्यंतेशत्रवोऽनेनइतिवृजनंबलंतेन = બલ વડે.
१७ वरिध. = भृशंम्रियतेअर्थिभिः इतिधनम् = ધન.
१८ मत्रासारम् = महतोवृत्रादेरभिभवितारम् = મહાન્ વૃત્રાદિનો અભિભવિતા.
१९ सहोदाम् = दुर्बलस्यार्थिनांबलप्रदम् = દુર્બલ અર્થીને બલપ્રદ.
२० धीरणासः=धियास्तुत्यारणयन्त.स्तोतारः = સ્તોતાજન.

२१ सनर्षांसम् = भजमानम् = सेवन કરનાર.
२२ आर्यम = उत्तमत्रैवर्णिकम् = ઉત્તમ ત્રૈવર્ણિકને.
२३ मसान = ददौ = અર્પણ કર્યાં.
२४ विवाचः = विरुद्धवाच.प्रतिकूलान् असुरान् = પ્રતિકૂલ અસુરોને.
२५ अभिक्रतूनाम = आभिमुख्येनयुद्धार्थंकर्मयेषान्तें = बलीयास. शत्रवः = બળવાન્ શત્રુઓ।
२६ दमिता = शमयिता ।

---

## सूक्त ३५.

ઋષિ·—વિશ્વામિત્ર. દેવતા—ઇન્દ્ર: છન્દ.—ત્રિષ્ટુપ્.

तिष्ठाहरीरथआयुज्यमानायाहिवायुर्ननियुतोनोअच्छ ।
पिबास्यन्धोअभिसृष्टोअस्मेइन्द्रस्वाहारीरमातेमदाय ॥ १ ॥

प० तिष्ठ । हरी इति । रथे । आ । युज्यमाना । याहि । वायुः । न । नियुतः । नः । अच्छ । पिबासि । अन्धः । अभिऽसृष्टः । अस्मे इति । इन्द्र । स्वाहा । ररिम । ते । मदाय ॥ १ ॥

अ० હે ઈન્દ્રદેવ ! વાયુ જેમ રથ વિષે નિયુજ્યમાના વડવાઓ ( ઘોડી )ને અભિલક્ષી કેટલોક કાલ સ્થિત રહે તેમ જોડાતા હરી નામના અશ્વોને અભિલક્ષી કેટલોક કાળ આસ્થિત–તત્પર

હો રથારૂઢ તૂં, અમને અભિનક્ષી શીઘ્ર આગમન કર અમો વડે અનુજ્ઞાત તૂ, સોમભક્ષણ અન્નનું પાન કર દતેનો આ સોમ, ત્હારા હર્પાર્થ સ્વાહાપંણ કર્યો છે ૧

उपा॑जि॒रापु॑रुहू॒ताय॒सप्ती॒हरी॒रथ॑स्यधू॒र्ष्वायु॑नज्मि ।
द्र॒वद्यथा॒संभृ॑तंवि॒श्वत॑श्चि॒दुपे॒मंय॒ज्ञमावि॑हात॒इन्द्र॑म् ॥ २ ॥

प० उप॑ । अ॒जि॒रा । पु॒रु॒ऽहू॒ताय॑ । सप्ती॒ इति॑ । हरी॒ इति॑ । रथ॑स्य । धूः॒ऽसु । आ । यु॒न॒ज्मि॒ । द्र॒वत् । यथा॑ । सम्ऽभृ॑तम् । वि॒श्वत॑ । चि॒त् । उप॑ । इ॒मम् । य॒ज्ञम् । आ । व॒हा॒त् । इन्द्र॑म् ॥ २ ॥

अ० હે ઈન્દ્રદેવ! બહુ યજમાનો વડે આહૂત તૂ અર્થે, હુ શીઘ્રગમનશાલી, સર્પણશાલી હરીનામક અશ્વોને રથની ધુસરીએ સયોજુ છુ જે પ્રકારે તે રથ દોડતો જાય તેમ જોડુ છુ. સર્વસંભૃ આ યજ્ઞપ્રતિ તે અશ્વો તૂને સમ્યક્ પ્રકારે આણો ૨

उपो॒नय॑स्ववृष॑णातपुष्पो॒तेम॑व॒त्वंवृ॑षभस्वधावः ।
ग्रसे॑ताम॒श्वावि॒मु॒चेहशोणा॑दि॒वेदि॑वेस॒दृशी॑रद्धिधा॒नाः ॥ ३ ॥

प० उपो॒ इति॑ । न॒य॒स्व॒ । वृष॑णा । त॒पु॒ऽपा॒ । उ॒त । ई॒म् । अ॒व॒त्व॒म् । वृ॒ष॒भ॒ । स्व॒धा॒ऽव॒ । ग्रसे॑ताम् । अश्वा॑ । वि । मु॒च॒ । इ॒ह । शोणा॑ । दि॒वेऽदि॑वे । स॒दृशीः॑ । अ॒द्धि॒ । धा॒नाः ॥ ३ ॥

અ૦ કામોના વર્ષક અનશ્વન્ હે ઇન્દ્રદેવ ! સેચનસમર્થ—બલિષ્ઠ, તાપક, શત્રુઓથી રક્ષક અશ્વોને અમારી સમીપ આણ. વળી તૂ, આ યજમાનોનું પાલન કર શોણવર્ણના તે અશ્વોને આ દેવયજન વિષે વિમુક્ત કર તે. અશ્વો ઘાસ ભક્ષણ કરો. તૂ તો એક સરખા ધાની-(ભુંજેલા યવોને) પ્રતિદિવસ ભક્ષણ કર. ૩

ब्रह्मणातेब्रह्मयुजायुनज्मिहरीसखायासधमादआशू ।
स्थिरंरथंसुखमिन्द्राधितिष्ठन्प्रजानन्विद्वाँउपयाहिसोमम् ॥४॥

प० ब्रह्मणा । ते । ब्रह्मऽयुजा । युनज्मि । हरी इति । सखाया । सधऽमादे । आशू इति । स्थिरम् । रथम् । सुऽखम् । इन्द्र । अधिऽतिष्ठन् । प्रऽजानन् । विद्वान् । उप । याहि । सोमम् ॥ ४ ॥

અ૦ હે ઇન્દ્રદેવ ! હું મંત્ર વડે યોક્તવ્ય—જોડાઈ જનાર, યુદ્ધ વિષે વેગ તથા બલથી સમાનપ્રસિદ્ધિવાળા ક્ષિપ્રગમનયુક્ત હરિનામક અશ્વોને સ્તોત્રવડે રથે સંયોજું છું. સુદૃઢ, સુખે પ્રકારે ઉદ્ધારક રથઉપર અધિષ્ઠિત—આરૂઢ થઈ પ્રકૃષ્ટ રીતે વિદ્વાન તૂ સોમપાનાર્થ આગમન કર ૪

मातेहरीवृषणावीतपृष्ठानिरीरमन्यजमानासोअन्ये ।
अत्यायाहिशश्वतोवयंतेरंसुतेभिःकृणवामसोमैः ॥ ५ ॥ १७ ॥

प० मा । ते । हरी इति । वृषणा । वीतऽपृष्ठा । नि । रीरमन् । यजमानास । अन्ये । अति । आयाहि । शश्वत । वयम् । ते । अरम् । सुतेभिः । कृणवाम । सोमैः ॥ ५ ॥ १७ ॥

अ० હે ઈન્દ્રદેવ ! કામોના સેચક કમનીય પૃષ્ઠભાગવાળા તારા હરી નામના અશ્વોને, અમારાથી અન્ય યજનારા-યજમાનો મ હર્ષિત કરો, અમે અભિષુત સોમ વડે તૂને તૃપ્તિ કરીએ ५

इति तृतीयस्य द्वितीये सप्तदशो वर्गः ॥ १७ ॥

*तवायंसोमस्त्वमेह्यर्वाङ्शश्वत्तमंसुमनाअस्यपाहि ।
अस्मिन्यज्ञेबर्हिष्यानिषद्यादधिष्वेमंजठरइन्दुमिन्द्र ॥ ६ ॥

प० तवं । अयम् । सोमः । त्वम् । आ । इहि । अर्वाङ् । शश्वत्ऽतमम् । सुऽमनाः । अस्य । पाहि । अस्मिन् । यज्ञे । बर्हिषि । आ । निऽसद्य । दधिष्व । इमम् । जठरे । इन्दुम् । इन्द्र ॥ ६ ॥

अ० હે ઇન્દ્રદેવ ! આ સોમને ત્વદર્થ અભિષુત કર્યો છે તૂ સોમાભિમુખ આગમન કર શોભન-મનસ્ક થઈને આ પુષ્કળ સોમનુ પાન કર આ પ્રસ્તૃત યજ્ઞ વિષે ઉપવિષ્ટ થઈને કન્દનશાલી આ સોમને જઠર વિષે ધારણ કર ६

स्तीर्णंतेबर्हिःसुतइन्द्रसोमःकृताधानाअत्तवेतेहरिभ्याम् ।
तदोकसेपुरुशाकायवृष्णेमरुत्वतेतुभ्यंराताहवींषि ॥ ७ ॥

प० स्तीर्णम् । ते । बर्हिः । सुतः । इन्द्र । सोमः । कृताः । धानाः । अत्तवे । ते । हरिऽभ्याम् । तत्ऽओकसे । पुरुऽशाकाय । वृष्णे । मरुत्वते । तुभ्यम् । राता । हवींषि ॥७॥

* ( अंगिरोभिरागहियज्ञियेभि —ऋ. स ७-६-१४ ).

अ० હે ઇન્દ્રદેવ ! તારા ઉપવેશનાર્થ દર્ભાસન વિસ્તીર્ણ કર્યું છે, ત્વદર્થ સોમાભિષવ કર્યો છે તારા અશ્વો અર્થે, મુંજેલા ધવ સંપાદિત કર્યા છે તે દર્ભરૂપી નિલયવાળા, બહુસ્તુત્ય યા બહુમદાય, કામોના વર્ષિતા, મરૂદેવ-સંપન્ન તૂ અર્થ, સોમ-આજ્યાદિ-હવ્યાન્નો દર્યા છે તેનું સેવન કર ७

इमंनरःपर्वतास्तुभ्यमापःसमिन्द्रगोभिर्मधुमन्तमक्रन ।
तस्यागत्यासुमनाऋष्वपाहिप्रजानन्विद्वान्पथ्या३अनुस्वाः ॥८॥

प० इमम् । नरः । पर्वताः । तुभ्यम् । आपः । सम् । इन्द्र । गोभिः । मधुमन्तम् । अक्रन् । तस्य । आऽगत्य । सुऽमनाः । ऋष्व । पाहि । प्रऽजानन । विद्वान् । पथ्याः । अनु । स्वाः ॥ ८ ॥

अ० હે ઇન્દ્રદેવ ! કર્મનેતાઓ, ગ્રાવાઓ અને આપોજળ આ મર્વેચે, ત્વદર્થ આ સોમને પયસ્ વડે સમ્યક્ સ્વાદિષ્ઠ કર્યો છે દર્શનીય હે ઇન્દ્રદેવ ! શોભન-મનસ્ક, કર્માભિજ્ઞ, વૈદિક માર્ગ પરત્વે સાધુભૂત સ્તુતિઓને જાણતો તૂ આ અભિષુત -પીમેન સોમનું પાન કર. ८

याँआभजोमरुतइन्द्रसोमेयेत्वामवर्धन्नभवन्गणस्ते ।
तेभिरेतंसजोषावावशानो३ग्नेःपिबजिह्वयासोममिन्द्र ॥ ९ ॥

प० यान् । आ । अभंज । मरुत । इन्द्र । सोमे । ये । त्वाम् । अवर्धन् । अभवन् । गणः । ते । तेभिः । एतम् ।

सुहऽमोषाः । वावशानः । अग्नेः । पिब । जिह्वया । सोमम् । इन्द्र ॥ ९ ॥

अ० હે ઈન્દ્રદેવ ! જે મરૂદ્દેવોની તું સોમપાન વિષયપરત્વે સંભાવના કરે છે, જે મરૂતો તારો મહિમા વધારે છે, જે તારા ગણરૂપે છે, હે ઇન્દ્ર ! તે મરૂતો વડે સંગત સતો, આ સોમની કામના કરતો તું. અગ્નિની જ્વાલા રૂપ જીહ્વા વડે આ સોમનું પાન કર. ૯

इन्द्र पिब स्वधया चित्सुतस्याग्नेर्वा पाहि जिह्वया यजत्र ।
अध्वर्योर्वा प्रयतं शक्र हस्ताद्धोतुर्वा यज्ञं हविषो जुषस्व ॥ १० ॥

प० इन्द्र । पिब । स्वधया । चित् । सुतस्य । अग्नेः । वा । पाहि । जिह्वया । यजत्र । अध्वर्योः । वा । प्रऽयतम् । शक्र । हस्तात् । होतुः । वा । यज्ञम् । हविषः । जुषस्व ॥ १० ॥

अ० હે ઇન્દ્રદેવ ! બલવડે અપહૃત, અભિષુત વા હુત-હોમેલ આ સોમનું પાન કર. હે યષ્ટવ્ય-પૂજ્ય ઇન્દ્રદેવ ! જ્વાલા રૂપી જિહ્વા વડે હોમેલા સોમનું પાન કર હે સમર્થ ઇન્દ્ર ! અધ્વર્યુના હસ્તમાંથી અર્પણ કરવા આરંભેલ આ સોમનું પાન કર. અથવા, હોતાના યજનીય વષટ્કારોપેત હવિર્ભાગનું સેવન કર. ૧૦

( ઋચા ૧૧ મી માટે જુઓ સૂ ૩૦-૨૧ ). ૧૧

इति तृतीयस्य द्वितीयेऽष्टादशो वर्गः ॥१८॥

## सूक्त ३५.

१ अभिसृष्टः = अनुज्ञातः ।
२ अजिरा = शीघ्रगमनशीलौ ।
३ सप्ती = सर्पणशीलौ ।
४ तपुष्पा = तापकेभ्यः = તાપક.
५ निरीरमन् = हर्षयन् = હર્ષિત કરો.
६ पुरुशाकाय = बहुभिः स्तुत्याय यद्वा बहुसहायाय = બહુસ્તુત્ય; વા બહુસહાય.
७ स्वधया = स्वमात्मानम् दधाति पोषयति इति स्वधा बलं तेन बलादपहृत्य = બલ વડે અપહરન.
८ प्रयतम् = दातुमुपक्रान्तम् = અર્પણ કરવા આરંભેલ.

---

## सूक्त ३६.

ઋષિ—ઘોર આંગિરસ, અવશિષ્ટ વિશ્વામિત્ર. દેવતાઃ—ઇન્દ્ર. છન્દઃ—ત્રિષ્ટુભ્.

इमामूषुप्रभृतिंसातयेधाःशश्वच्छश्वदूतिभिर्यादमानः ।
सुतेसुतेवावृधेवर्धनेभिर्यःकर्मभिर्महद्भिःसुश्रुतोभूत् ॥ १ ॥

प० इमाम् । ऊँ इति । सु । प्रऽभृतिम् । सातये । धाः । शश्वत्ऽशश्वत् । ऊतिऽभिः । यादमानः । सुतेऽसुते । ववृधे । वर्धनेभिः । यः । कर्मऽभिः । महत्ऽभिः । सुऽश्रुतः । भूत् ॥ १ ॥

આ૦ હે ઈન્દ્ર ! સર્વ પ્રાણિઓનું રક્ષણ કરનાર મરુતો વડે સર્વદા સંગતિ અર્થે યાચના કરાતો તૂ યથાર્થ પ્રકર્ષપણે ધારણ કરાય તે સોમને તથા આ સ્તુતિને અમારા ધનલાભાર્થે સુષ્ઠુ પ્રકારે સંપાદન કર તે ઇન્દ્ર, સોમાભિષવ સતે વર્ધનકારક સોમાજ્યાદિ હવિઓ વડે વૃદ્ધિને પામે છે જે ઇન્દ્ર મહાન્ પરાક્રમના કર્મો વડે લોક વિષે પ્રસિદ્ધ થયો

इन्द्राय सोमाः प्रदिवो विदाना ऋभुर्येभिर्वृषपर्वा विहायाः ।
प्रयम्यमानान्प्रति षू गृभायेन्द्र पिब वृषधूतस्य वृष्णः ॥ २ ॥

प० इन्द्राय । सोमाः । प्रऽदिवः । विदानाः । ऋभुः । येभिः । वृषऽपर्वा । विऽहायाः । प्रऽयम्यमानान् । प्रति । सु । गृभाय । इन्द्र । पिब । वृषऽधूतस्य । वृष्णः ॥ २ ॥

આ૦ હે ઈન્દ્ર ! તૂ અર્થ પૂર્વે આ સોમરસોને પ્રાપ્ત કર્યા, કાલાત્મક, અર્થાત્ આ અર્થ અર્થનું ઉત્સર્જન કરનાર મહાન્ ઇન્દ્ર જે દત્તેલા સોમોવડે દેદીપ્ત વર્તે છે હે ઇન્દ્ર ! તુ પ્રકર્ષપણે મંત્રો દ્વારા પ્રયમ્યમાન આ સોમોને સુષ્ઠુ પ્રકારે ગ્રહણ કર પાષાણો વડે અભિષુત સ્વર્ગાદિ ફલવર્ષક આ સોમનું પાન કર ૨

पिबा वर्धस्व तव घा सुतास इन्द्र सोमासः प्रथमा उतेमे ।
यथापिबः पूर्व्याँ इन्द्र सोमाँ एवा पाहि पन्यो अद्या नवीयान् ॥ ३ ॥

प० पिब । वर्धस्व । तव । घ । सुतासः । इन्द्र । सोमासः ।

प्रथमाः । उत । इमे । यथा । अपिब. । पूर्व्यान् । इन्द्र ।
सोमान् । एव । पाहि । पन्यः । अद्य । नवीयान् ॥ ३ ॥

अ० हे इन्द्र ! सोमपान कर. पुष्ट था. त्वदर्थ पुरातन अने अभिनव उभयविध सोम. निश्चे पाषाणो वडे अभिषुत छे. हे इन्द्र ! पुरातन सोमोनुं ते जेम पान करयुं एम अधुना स्तुत्य अभिनव तू आ अभिनव सोमोनुं पान कर. ३

महाँअमत्रोवृजनेविरप्श्युग्रंशवःपत्यतेधृष्ण्वोजः ।
नाहविव्याचपृथिवीचनैनयत्सोमासोहर्यश्वममन्दन् ॥ ४ ॥

प० महान् । अमत्रः । वृजने । विरप्शी । उग्रम् । शवः ।
पत्यते । धृष्णु । ओजः । न । अह । विव्याच । पृथिवी ।
चन । एनम् । यत् । सोमासः । हरिऽअश्वम् । अमन्दन् ॥४॥

अ० जे आ इन्द्र, अतिशय सामर्थ्यवान्, युद्ध विषे शत्रुओनो अभिभविता, भुजास्फालनपूर्वक युद्धार्थ शत्रुओनुं आह्वान करनेनार, यथवा सर्वस्तुत्य इन्द्रनुं उदगुर्ण–उग्र बल तथा धर्षणशील ओजस्–पराक्रमलक्षण तेज सर्वत्र प्रसरे छे एने, विस्तीर्ण भूमि व्याप्त करती नथी. स्वाहाकृत सोम ज्यारे हर्यश्व इन्द्रने महोन्मत्त करे त्यारे द्यावापृथिवी, एने व्याप्त करवाने शक्तिमान् नथी. ४

महाँउग्रोवावृधेवीर्यायसमाचक्रेवृषभःकाव्येन ।
इन्द्रोभगोवाजदाअस्यगावःप्रजायन्तेदक्षिणाअस्यपूर्वीः॥२।१९॥

प० म॒हान् । उ॒ग्रः । वा॒वृ॒धे । वी॒र्या॑य । स॒म्ऽआच॑के । वृ॒ष॒भः । काव्ये॑न । इन्द्रः॑ । भगः॑ । वा॒ज॒ऽदाः । अ॒स्य॒ । गावः॑ । प्र । जा॒य॒न्ते॒ । दक्षि॑णाः । अ॒स्य॒ । पू॒र्वीः ॥ ५ ॥ १९ ॥

अ० युद्ध विषे બલવાન્, શત્રુઓને ભયંકર ઇન્દ્ર વીર્યકરણાર્થ વૃદ્ધિને પામે છે. ફલનો અભિવર્ષક સર્વ-ભજનીય તે ઇન્દ્ર સ્તોત્ર દ્વારા સંગમન કરનારો છે. તે ઇન્દ્રને ક્ષીરાદિલક્ષણ અન્નપ્રદ ગાયો ઉત્પન્ન-પ્રાપ્ત થાય છે, અને અનેક પ્રવૃદ્ધ-દક્ષ સ્વરૂપ ગાયો ઉત્પન્ન થાય છે. ૫ ( १९ )

इतितृतीयस्यद्वितीयेएकोनविंशोवर्गः ॥१९॥

प्रयत्सिन्धवःप्रसवंयथायन्नापःसमुद्रंरथ्येवजग्मुः ।
अतश्चिदिन्द्रःसदसोवरीयान्यदींसोमःपृणातिदुग्धोअंशुः ॥६॥

प० प्र । यत् । सिन्ध॑वः । प्र॒ऽस॒वम् । यथा॑ । आय॑न् । आपः॑ । स॒मु॒द्रम् । र॒थ्या॑ऽइव । ज॒ग्मुः । अतः॑ । चि॒त् । इन्द्रः॑ । सद॑सः । वरी॑यान् । यत् । ई॒म् । सोमः॑ । पृ॒णाति॑ । दु॒ग्धः । अं॒शुः ॥ ६ ॥

अ० નદીઓ જ્યારે પોતાની કામનાને અનુસરી અતિદૂર સમુદ્રને પ્રાપ્ત કરે છે ત્યારે રથીની પેરે પ્રીણનાર્થ આપોજળ મહાન્ સમુદ્ર પ્રતિ પ્રયાણ કરે છે. આ અન્તરિક્ષથી પણ આ ઇન્દ્ર, નિશ્ચે અધિક મોટો છે. જે ઇન્દ્રને અભિષુત અલ્પ સોમ પ્રીતિ પમાડે છે, અલ્પ નદીઓ અને અલ્પ જળો, મહાન્ સમુદ્રને પ્રસન્ન કરે તેમ અલ્પતર અંશુભૂત સોમ, શ્રેષ્ઠ ઇન્દ્રને પ્રસન્ન કરે છે. ૬

समुद्रेणसिन्धवोयादमानाइन्द्रायसोमंसुषुतंभरन्तः ।
अंशुंदुहन्तिहस्तिनोभरित्रैर्मध्वःपुनन्तिधारयापवित्रैः ॥७॥

प० समुद्रेण । सिन्धवः । यादमानाः । इन्द्राय । सोमम् । सुऽसुतम् । भरन्तः । अंशुम् । दुहन्ति । हस्तिनः । भरित्रैः । मध्वः । पुनन्ति । धारया । पवित्रैः ॥ ७ ॥

अ० समुद्र साथे संगतिनी याचना करनारी नदीओ जेम ते समुद्रने पूर्ण करे तेम अध्वर्यु–आदि–मनुष्यो इन्द्रार्थ सुष्ठु प्रकारे अभिषुत सोमने संपादन करे छे. अंशुने अभिषुत करे छे. ते अध्वर्यु आदि, स्रवता रसनी धारा वडे पावनकर्म–करणार्थ बाहुओ वडे माधुर्योपेत सोमोने शोधन करे छे. ७

ह्रदाइवकुक्षयःसोमधानाःसमीविव्याचसवनापुरूणि ।
अन्नायदिन्द्रःप्रथमाव्याशवृत्रंजघन्वाँअवृणीतसोमम् ॥८॥

प० ह्रदाःऽइव । कुक्षयः । सोमऽधानाः । सम् । ईम् इति । विव्याच । सवना । पुरूणि । अन्ना । यत् । इन्द्रः । प्रथमा । वि । आश । वृत्रम् । जघन्वान् । अवृणीत । सोमम् ॥८॥

अ० इन्द्रनी कुक्षिओ–उदर जलाशयो पेरे सोमरसना निधान रूप छे ते आ इन्द्र, त्रणे सवनोने सम्यक् प्रकारे व्याप्त करे छे. इन्द्रे प्रथम भक्षणीय सोमादि अन्नोने विशेष भक्षण कर्यां. तेणे वृत्रनो वध कर्यो वृत्रहन्ता इन्द्रे, माध्यंदिन सवन विषे देवा अर्थ सोमसेवन कर्युं. ८

आतूभरमाकिरेतत्परिष्ठाद्विद्माहित्वावसुपतिंवसूनाम् ।
इन्द्रयत्तेमाहिनंदत्रमस्त्यस्मभ्यंतद्धर्यश्वप्रयन्धि ॥ ९ ॥

प० आ । तु । भर । माकिः । एतत् । परि । स्थात् । विद्म । हि । त्वा । वसुऽपतिम् । वसूनाम् । इन्द्र । यत् । ते । माहिनम् । दत्रम् । अस्ति । अस्मभ्यम् । तत् । हरिऽअश्व । प्र । यन्धि ॥ ९ ॥

अ० हे ईन्द्र ! तूं शीघ्र धन लई आव. तूं वडे देवाता आ धनने कोईपण प्राणि प्रतिबद्ध करीने न रिथत हो. तूंने अमे उत्तम धनोनो स्वामी होवानुं निश्चे जाणीए छईए. तारा संहनीय धनने पण अमे जाणीए छीए. हे हर्यश्व–संपन्न–देव ! ते धन अमने दे. ९

अस्मेप्रयन्धिमघवन्नृजीषिन्निन्द्ररायोविश्ववारस्यभूरेः ।
अस्मेशतंशरदोजीवसेधाअस्मेवीराञ्छश्वतइन्द्रशिप्रिन् ॥ १० ॥

प० अस्मे इति । प्र । यन्धि । मघऽवन् । ऋजीषिन् । इन्द्र । रायः । विश्वऽवारस्य । भूरेः । अस्मे इति । शतम् । शरदः । जीवसे । धाः । अस्मे इति । वीरान् । शश्वतः । इन्द्र । शिप्रिन् ॥ १० ॥

अ० धनवन्, गतसार–सोम–संपन्न हे इन्द्र ! सर्ववरणीय अनेक धन अमने अर्पण कर. अमारा जीवनार्थ शतवर्षनुं

આયુષ્ય અર્પણ કર. શોભન હનુવાળા હે ઇન્દ્ર ! અમને અનેક પુત્રો દે. ૧૦

( ઋચા ૧૧ માટે જુઓ સૂ. ૩૦-૨૨ ). ૧૧

इतितृतीयस्यद्वितीयेविंशोवर्गः ॥ २० ॥

## सूक्त ३६

१ प्रभृतिम = सोममस्तुतिंवा = સોમ વા સ્તુતિને.
२ याद्मानः = संगतिं याचमानः = સંગતિ અર્થ યાચના કરાનો.
३ प्रदिवः = प्रगतेषु पूर्वेषुअहःसु = પૂર્વે ગયલા દિવસો મધ્યે.
४ पिदानाः = लंभिताः = પ્રાપ્ત કરેલા.
५ वृषपर्वा = फलस्य वर्षकाः पर्वाणि कीलावयवा वर्षावा यस्य सः कालात्मकः । = કાલાત્મક.
६ विहायाः – विजहाति उत्सृजति अर्थान् अर्थिभ्यः इति विहाया महान = મહાન્
७ वृषधूतस्य = वृषभिर्ग्रावभिः अभिषुतम् = પાષાણો વડે અભિષુત.
८ पन्यः = स्तुत्यः ।
९ अमत्रः = शत्रूणामभिभविता = શત્રુઓનો અભિભવિતા.
१० विव्याप = व्याप्नोति = વ્યાપ્ત કરે છે.
११ समावव्रके = संगच्छते = સંગમન કરે છે.
१२ प्रसवः = प्रकर्षेण सूयते इति प्रसवः कामः = કામનાને.
१३ भरित्रैः = कर्मकरणार्थंपदार्थान् बिभ्रति इति भरित्रा यादृवते : = બાહુઓ વડે.
१४ अंशुः = लताखंड रूप अल्प सोम.

१५ सोमधाना = सोमो निधीयते येषु ते सोमधाना = સોમના નિધાન રૂપ
१६ व्याश = विशेषेण आप्तत = વિશેષ રીતે વ્યાપ્ત કર્યાં.
१७ मापि = को वा = निपातः ।
१८ दध्र = धनम् ।
१९ प्रयन्धि = प्रयच्छा = દે
२० प्रयन्स्यमानान् = ઉપયમ્યમાન = અર્પણ કરવા યોગ્ય.

---

## सूक्त ३७.

ઋષિ—વિશ્વામિત્ર, દેવતા—ઈન્દ્ર, છન્દ—૧–૧૦ ગાયત્રી, ૧૧ અનુષ્ટુભ્

वार्त्रहत्यायशवसेपृतनाषाह्यायच ।
इन्द्रत्वावर्तयामसि ॥ १ ॥

प० वार्त्रऽहत्याय । शवसे । पृतनाऽसह्याय । च । इन्द्र । त्वा । आ । वर्तयामसि ॥ १ ॥

અ० હે ઈન્દ્ર ! વૃત્રહનન નિમિત્ત બલાર્થ અને પરકીય સેનાના અભિભવાર્થ તૂને અમે અર્વત પ્રવર્ત્તાવીએ છઈએ ૧

अर्वाचीनंसुतेमनउतचक्षु शतक्रतो ।
इन्द्रंकृण्वन्तुवाघतं ॥ २ ॥

प० अर्वाचीनम् । सु । ते । मनः । उत । चक्षुः । शतक्रतो इति शतऽक्रतो । इन्द्र । कृण्वन्तु । वाघतः ॥ २ ॥

અ० હે સેંકડોપરાક્રમવાળા ઇન્દ્ર ! મત્રધુરાને વહન કરનારા સ્તોતાજનો, અમારાં અભિમત ફલને સંપાદન કરી તારા શોભન મનને અમારી અભિમુખ કરો. વળી, તારું દર્શન, અમારા પ્રતિ અનુગ્રહદૃષ્ટિ કરે. ૨

नामानितेशतक्रतोविश्वाभिर्गीर्भिरीमहे ।
इन्द्राभिमातिषाह्ये ॥ ३ ॥

प० नामानि । ते । शतक्रतो इति शतऽक्रतो । विश्वाभिः । गीःभिः । ईमहे । इन्द्र । अभिमातिऽसह्ये ॥ ३ ॥

અ० સેંકડો-પરાક્રમવાળા-હે ઇન્દ્ર અમોને યુદ્ધ ઉપસ્થિત મતે તારા ( શક્ર-વજ્રહસ્ત-આદિ ) નામોની વા અન્નોની, અમે સર્વ સ્તુતિલક્ષણ વાણીવડે યાચના કરીએ છીએ. ૩

पुरुष्टुतस्यधामभि शतेनमहयामसि ।
इन्द्रस्यचर्षणीधृतः ॥ ४ ॥

प० पुरुऽस्तुतस्य । धामऽभिः । शतेन । महयामसि । इन्द्रस्य । चर्षणिऽधृतः ॥ ४ ॥

અ० હે ઇન્દ્ર ! બહુ-સ્તોતાઓ વડે-સ્તુત, અપરિમિત-તેજોવડે-યુક્ત મનુષ્યોના કર્માનુષ્ઠાનાઓને અભિમત-ફલ-સંપાદન વડે-ધારક, યદ્વા જેવડે સર્વનું આકર્ષણ કરે છે તે બલના ધારક તુંના સ્તોત્રને સંપાદન કરીએ છીએ. ૪

इन्द्रंवृत्रायहन्तवेपुरुहूतमुपब्रुवे ।
भरेषुवाजसातये ॥ ५ ॥ २१ ॥

प० इन्द्रम् । वृत्राय॑ । हन्त॑वे । पुरुहूतम् । उप॑ । ब्रुवे । भरे॑षु । वाज॑ऽसातये ॥ ५ ॥ २१ ॥

अ० હે ઇન્દ્ર ! વૃત્રવધાર્થ અને અન્નોપલક્ષિત ધનલાભાર્થ બહુ વડે આહૂત, બલવાન્ તૂને હું વિશ્વામિત્ર સોમપાનાર્થ આહ્વાન કરૂં છું. ૫ ( ૨૧ )

इतितृतीयस्यद्वितीयएकविंशोवर्गः ॥ २१ ॥

वाजे॑षुसास॒हिर्भ॑व॒त्वामी॑महेशतक्रतो ।
इन्द्र॑वृ॒त्राय॒हन्त॑वे ॥ ६ ॥

प० वाजे॑षु । स॒स॒हिः । भव॑ । त्वाम् । ई॒म॒हे । श॒त॒क्र॒तो इति॑ शत॒ऽक्रतो । इन्द्र॑ । वृत्राय॑ । हन्त॑वे ॥ ६ ॥

अ० સેંકડો—પરાક્રમ—વાળા ઇન્દ્ર ! યુદ્ધવિષે તૂં શત્રુઓનો અભિભવિતા હો. અમે વૃત્રવધાર્થ તારી પ્રાર્થના કરીએ છીએ. ६

द्यु॒म्नेषु॑पृत॒नाज्ये॑पृत्सु॒तूर्षु॒श्रव॑स्सु॒च ।
इन्द्र॒साक्ष्वा॒भिमा॑तिषु ॥ ७ ॥

प० द्यु॒म्नेषु॑ । पृत॒नाज्ये॑ । पृ॒त्सु॒तूर्षु॑ । श्रवः॑ऽसु । च॒ । इन्द्र॑ । साक्ष्व॑ । अ॒भिऽमा॑तिषु ॥ ७ ॥

अ० દ્યોતમાન પ્રાબલ્ય ધન પરત્વે જે અભિમાનવાળા હોય, પૃતનાઓનું—સેનાનું—ગમન જે વિષે હોય તે સંગ્રામ અને સેના વિષે, સતરણશક્તી શૂરા મધ્યે અને અન્ન પરત્વે જે અભિમાન વાળા (શત્રુઓ) હોય તેમનો અભિભવ કર. તેમજ હે ઇન્દ્ર !

સર્વતઃ ગર્વયુકત શત્રુ મધ્યે જે સપત્ન રૂપ હોય તેનો અભિભવ કર. ७

शुष्मिन्तमंनऊतयेंद्युम्निनंपाहिजागृविम् ।
इन्द्रसोमंशतक्रतो ॥ ८ ॥

प० शुष्मिन्ऽतमम् । नः । ऊतये । द्युम्निनम् । पाहि । जागृविम् । इन्द्र । सोमम् । शतक्रतो इति शतऽक्रतो ॥ ८ ॥

अ० सेंकडो–પરાક્રમવાળા હે ઈન્દ્ર બલવંત મધ્યે અતિશય બલવાન્, દીપ્તિમાન–મધ્વા શત્રુઓના અત્યંત શોષક, યશસ્વી, જાગરણશીલ આ સોમને અમારા રક્ષણાર્થ પાન કર. ८

इन्द्रियाणिशतक्रतोयातेजनेषुपंचसु ।
इन्द्रतानितआवृणे ॥ ९ ॥

प० इन्द्रियाणि । शतक्रतो इति शतऽक्रतो । या । ते । जनेषु । पंचऽसु । इन्द्र । तानि । ते । आ । वृणे ॥ ९ ॥

अ० હે ઇન્દ્ર ! ગંધર્વાદિક પંચજનોમધ્યે રૂપ–ગ્રહણ–આદિ તારાં જે સામર્થ્ય હોય છે તે હું સંભળું છું વા તેની ચોમેર કામના કરૂં છું. ९

अगन्निन्द्रश्रवोबृहद्युम्नंदधिष्वदुष्टरम् ।
उत्तेशुष्मंतिरामसि ॥ १० ॥

प० अगन् । इन्द्र । श्रवः । बृहत । द्युम्नम् । दधिष्व । दुस्तरम् । उत । ते । शुष्मम् । तिरामसि ॥ १० ॥

अ० હે ઈન્દ્ર ! સોમલક્ષણ મહાન્ અન્ન તને પ્રાપ્ત હો, શત્રુઓ વડે હિંસન કરવાને અશક્ય ધન અમને અર્પણ કર અમે તો તારા બળને સોમ તથા આજ્યાદિ વડે વધારીએ છઈએ. १०

अर्वावतो॑नआग॒ह्यथो॑शक्रपरा॒वत॑ ।
उ॒लो॒कोय॒स्ते॑अद्रिव॒इन्द्रे॒हतत॒आग॑हि ॥ ११ ॥ २२ ॥

१० अ॒र्वा॒ऽवतः॑ । नः॒ । आ । ग॒हि॒ । अथो॒ इति॑ । श॒क्र॒ । प॒रा॒ऽवतः॑ । उँ॒ इति॑ । लो॒कः । यः । ते॒ । अ॒द्रि॒ऽवः॒ । इन्द्र॑ । इ॒ह । ततः॑ । आ । ग॒हि॒ ॥११॥२२॥

अ० હે બલવન્ ઇન્દ્ર ! સમીપથી તેમજ દૂરદેશથી અમોને અભિલક્ષીને આગમન કર. હે ઇન્દ્ર ! તારા ઉત્તમ લોકમાંથી આ દેવયજનદેશ પ્રતિ સોમપાનાર્થ આગમન કર ११

इतितृतीयस्यद्वितीयेद्वाविंशोवर्गः ॥ २२ ॥

## सूक्त ३७.

१ वाघतः=वहन्ति यज्ञियाधुरम् इति वाघत स्तोतारः = સ્તોતાજનો.

२ अभिमातिषाह्ये = मातिर्मानोगर्व अभितोमानोयेषांते अभिमातय शत्रव तेषां सहनमेषसह्यंयस्मिन् तस्मिन्युद्धे = યુદ્ધ

३ महयाम = स्तोत्रं कुर्मः = સ્તોત્ર સંપાદન કરીએ છીએ.

४ पृतनाज्ये = पृतनानामजनंगमनं इति पृतनाज्यं संग्राम. तस्मिन् = સંગ્રામ વિષે.

५ पृत्सुतुर्षुं = पृतनासु तरणशीलेषु शूरेषु = सेना विषे शूरा मध्ये.

६ तिरामसि = वर्धयाम. = वधारीओ छीओ

७ अमोयत =अर्वाचीनात् समीपात् देशात्=समीप प्रदेशथी.

८ अद्रिव =अत्तिभक्षयति शत्रून् इति अद्रिवज्र. तद्वन् = वज्रसपन्न.

---

## सूक्त ३८.

ऋषि -प्रजापति किंवा विश्वामित्रपुत्र, किंवा वाच्पुत्र, किंवा दैर्घेदी, किंवा विश्वामित्र. देवता -इन्द्र, छन्द -१ त्रिष्टुभ्.

*अभितष्टेवदीधयामनीषामत्योनवाजीसुधुरोजिहानः ।
अभिप्रियाणिमर्मृशत्पराणिकवीँरिच्छामिसंदृशेसुमेधाः ॥१॥

प० अभि । तष्टाऽइव । दीधय । मनीषाम् । अत्यः । न । वाजी । सुऽधुरः । जिहानः । अभि । प्रियाणि । मर्मृशत् । पराणि । कवीन् । इच्छामि । सम्ऽदृशे । सुऽमेधाः ॥१॥

---

* अभितष्टेवदीधयामनीषामित्यच्छवाकोहरहः शंसत्यभिभवत्तस्येरूपमभिप्रियाणिमर्मृशत्पराणीतियान्येव पराण्यहानितानिप्रियाणितान्येवतदभिमर्मृशतायन्त्यस्या-रममाणा परोवाअस्माँल्लोकात्स्वर्गोलोकस्तमेवतदभिवदति कवीँरिच्छामिसंदृशेसुमेधा इति, येवैतेनऋषयःपूर्वेप्रेता-स्तेवैकवयस्तानेवतदभ्यतिवदति० ऐ ब्रा. ६-२० )।

अ० હે સ્તોતા ! ત્વષ્ટા—સુથાર જેમ તક્ષણકર્મ વડે કાષ્ઠને સંસ્કૃત
કરે તેમ ઇન્દ્રવિષયાસ્તુતિને સર્વતઃ દેદીપ્ત કરો વેગવાન્
અશ્વની પેરે કર્મ વિષે પ્રવૃત્ત થનાર ઉત્તમ ઇન્દ્રને પ્રિય.
યજ્ઞ ઉત્તરદિવસો મધ્યે કરાતાં કર્મોનો અત્યર્થ અભિમર્શ—
વિચાર કરતો શોભન—મેધાવાન્—હું કવિઓનું—યજ્ઞોથી દેવ
ભાવને પ્રાપ્ત થયલાનું—સંદર્શન કરવા ઇચ્છા કરું છું. १

इनोतपृच्छजनिमाकवीनांमनोधृतःसुकृतस्तक्षतद्याम् ।
इमाउतेप्रण्योवर्धमानामनोवाताअधनुधर्मणिग्मन् ॥ २ ॥

प० इना । उत । पृच्छ । जनिमा । कवीनाम् । मनःऽधृतः ।
सुऽकृतः । तक्षत । द्याम् । इमाः । ऊम् इति । ते । प्रऽण्यः ।
वर्धमानाः । मनःऽवाताः । अध । नु । धर्मणि । ग्मन् ॥२॥

अ० હે ઇન્દ્ર ! સુકૃતકરનારા કયા કર્મવડે દ્યુલોકને પ્રાપ્ત
થયલા ? વા તેમની શાથી ઉત્પત્તિ થયથી ? આ અર્થની
ગુરૂઓને પૃચ્છા કર, તે સુકૃત—કરનારાઓએ, સંયત—મનસ્ક
શોભનકર્મ—કરવાવાળા સતા દ્યુલોકને સંપાદન કર્યો.
આ યજ્ઞવિષે ત્વદર્થ ક્રિયમાણ ત્હારો મહિમા વધારનારી
સ્તુતિઓ તૂને શીઘ્ર પ્રાપ્ત હો २

निषीमिदत्रगुह्यादधानाउतक्षत्रायरोदसीसमंजन् ।
संमात्राभिर्ममिरेयेमुरुवीअन्तर्महीसमृतेधायसेधुः ॥ ३ ॥

प० नि । सीम् । इत् । अत्र । गुह्या । दधाना । उत ।
क्षत्राय । रोदसी इति । सम् । अञ्जन् । सम् । मात्राभिः ।

मृमिरे । येमुः । उर्वी इति । अन्तः । मही इति । संमृते इति सम्ऽभृते । धाय॑से । धुरिति॑धुः ॥ ३ ॥

अ० આ સુકૃતકર્મ-કરનારાઓ, અત્ર ભૂલોકવિષે ગૂઢકર્મોને મર્વતઃઓર કરનારા હોય છે. વળી, તેઓએ બલાર્થ વા ધનાર્થ દ્યુલોક તથા પૃથિવીલોકને સંગત કર્યાં. અર્થાત્ ઓષધિઓ વડે પૃથિવીને અને દેવોવડે દ્યુલોકને સંગત કર્યાં. વળી, શિલોચ્ચયવડે ઉભયલોકને ઇયત્તાપૂર્વક પરિચ્છિન્ન ઉત્પન્ન કર્યાં. તે પરસ્પર-સંગત, વિસ્તીર્ણ, મહાન્ ઉભયલોકને વિષ્ટંભક અન્તરિક્ષ વડે નિયમિત કર્યાં. તેમના ધારણાર્થ અન્તરિક્ષને ધારણ કર્યું. ૩

आतिष्ठन्तं॒परि॒विश्वे॑अभूष॒ञ्छ्रियो॒वसा॑नश्चरति॒स्वरो॑चिः ।
म॒हत्तद्वृष्णो॒असु॑रस्य॒नामा॒विश्व॑रूपो॒अमृता॑नितस्थौ ॥ ४ ॥

प० आऽतिष्ठ॑न्तम् । परि॑ । विश्वे॑ । अ॒भूष॒न् । श्रियः॑ । वसा॑नः । च॒रति॒ । स्वऽरो॑चिः । म॒हत् । तत् । वृष्णः॑ । असु॑रस्य । नाम॑ । आ । वि॒श्वऽरू॑पः । अ॒मृता॑नि । त॒स्थौ॒ ॥ ४ ॥

अ० સર્વ સુકૃતકર્મવાળાઓએ રથાધિષ્ઠિત ઇન્દ્રને ચોમેર અલંકૃત કર્યો. સ્વયમેવ કેવળ સ્વપ્રભા વડે દેદીપ્યમાન, ( એથી જ ) દીપ્તિઓને આચ્છાદન કરતો તે આ ઇન્દ્ર, સર્વત્ર વર્તે છે. કામોનો વરસાવનાર, અન્તર્યામિતયા પ્રેરણા કરનાર તે ઇન્દ્રનું સર્વ-શત્રુઓને-નમાવનાર. યદ્વા સર્વ-નમસ્કાર્ય શરીર વા કર્મ મહાન્ આશ્ચર્યયુક્ત છે. નાનાવિધરૂપતાને સેવનાર તે ઇન્દ્ર, વરુણસ્વરૂપે જલાધિષ્ઠિત હોય છે. ૪

असूतपूर्वोवृषभोज्यायानिमाअस्यशुरुधःसन्तिपूर्वीः ।
दिवोनपाताविदथस्यधीभिःक्षत्रंराजानाप्रदिवोदधाथे ॥५॥२३॥

प० असूत । पूर्वः । वृषभः । ज्यायान् । इमाः । अस्य । शुरुधः । सन्ति । पूर्वीः । दिवः । नपाता । विदथस्य । धीभिः । क्षत्रम् । राजाना । प्रदिवः । दधाथे इति ॥५॥२३

अ० कामोना वर्षक, चिरन्तन ज्यायान् ईन्द्रे, आपोजळ सर्जन कर्या. आ जळ, आ जगतनी पिपासानो रोध करनारां थाय छे. द्युलोकना नपाथिता हे ईन्द्रवरुण ! तमे प्रकर्षण पणे द्योतमान यज्ञकारक स्तोताजननी स्तुतिओवडे अमने हैरा धनने धारण करो छो. ५

इतितृतीयस्यद्वितीयेत्रयोविंशोवर्गः ॥ २३ ॥

*त्रीणिराजानाविदथेपुरूणिपरिविश्वानिभूषथःसदांसि ।
अपश्यमत्रमनसाजगन्वान्व्रतेगन्धर्वाँअपिवायुकेशान् ॥ ६ ॥

प० त्रीणि । राजाना । विदथे । पुरूणि । परि । विश्वानि । भूषथः । सदांसि । अपश्यम् । अत्र । मनसा । जगन्वान् । व्रते । गन्धर्वान् । अपि । वायुकेशान् ॥ ६ ॥

अ० हे ईन्द्रावरुण ! तमे आ यज्ञ विषे, व्याप्त यजनीय सोम आदिवडे पूर्ण सवनोने सर्वत्र अलंकृत करो छो. हे ईन्द्र ! तू यज्ञप्रति गयो छे. जेथी में आ यज्ञ विषे

---

* ( स्यानश्राजांधारेचंमारेहस्तसुहस्तकुशानेधेतेवः सोमक्रयणास्तात्रक्ष्मधमायोदभन् तै. सं. (१-२-७ ). ६

વાયુવત્ ચંચલ રશ્મીઓવાળા સોમરક્ષક (સ્વાનભ્રાજ આદિ) ગંધર્વોને મન દ્વારા જોયા. ૬

तदिन्न्वस्य वृषभस्य धेनोरा नामभिर्ममिरे सक्म्यं गोः ।
अन्यदन्यदसुर्यं१ वसाना नि मायिनो ममिरे रूपमस्मिन् ॥ ७ ॥

प० तत् । इत् । नु । अस्य । वृषभस्य । धेनोः । आ । नामऽभिः । ममिरे । सक्म्यम् । गोः । अन्यत्ऽअन्यत् । असुर्यम् । वसानाः । नि । मायिनः । ममिरे । रूपम् । अस्मिन् ॥ ७ ॥

અ૦ યજનારાઓ અભિમત-ફલપ્રદ ઇન્દ્રાર્થે ગાયના ક્ષીરાદિક સંસેવ્ય હવ્યાન્નનું શીઘ્ર દોહન કરે છે. તે હવ્યાન્નવડે દેવ-ભાવને પ્રાપ્ત તે સુકૃતકર્મવાળા, અસુરોના નૂતનબલને આચ્છાદન કરનારા, માયાએ કામરૂપનો સ્વીકારકરેલા, યદ્વા પ્રજ્ઞાવંત સતા, આ ઇન્દ્રપરત્વે પોતપોતાના રૂપને ઇચ્છાપૂર્વક પરિચ્છિન્ન સ્વરૂપે નિધાન કરે છે. ૭

तदिन्न्वस्य सवितुर्नकिर्मे हिरण्ययीममतिं यामशिश्रेत् ।
आ सुष्टुती रोदसी विश्वमिन्वे अपीव योषा जनिमानि वव्रे ॥८॥

प० तत् । इत् । नु । अस्य । सवितुः । नकिः । मे । हिरण्ययीम् । अमतिम् । याम् । अशिश्रेत् । आ । सुऽस्तुती । रोदसी इति । विश्वमिन्वे इति विश्वम्ऽइन्वे । अपिऽइव । योषा । जनिमानि । वव्रे ॥ ८ ॥

अ० सर्व जगतના પ્રેરયિતા આ–ડું–ઇન્દ્રની સુવર્ણમય કાંતિને કોઇપણ નિશ્ચે પરિચ્છેદ કરતું નથી જે કોઇ મનુષ્ય મારી દીપ્તિનો આશ્રય કરે છે તે શોભનસ્તુતિ વડે સ્તુત મતો, સ્ત્રી જેમ પોતાનાં અપત્યોને આવૃત્ત કરે ,તેમ સર્વના સંતર્પયિતા દ્યાવાપૃથિવી ઉભયને સ્વકીયતાપૂર્વક સર્વત: આવૃત કરે છે ૮

युवम्प्रत्नस्यसाधथोमहोयद्दैवीस्वस्ति परिणस्यातम् ।
गोपाजिह्वस्यतस्थुषोविरूपाविश्वेपश्यन्तिमायिनःकृतानि ॥९॥

प० युवम् । प्रत्नस्य । साधथ । मह । यत् । दैवी । स्वस्ति । परि । न । स्यातम् । गोपाजिह्वस्य । तस्थुष । विरूपा । विश्वे । पश्यन्ति । मायिन । कृतानि ॥ ९ ॥

अ० હે ઇન્દ્રાવરૂણ ! તમે પુરાતન સ્તોતાના દેવસંબંધી સ્વસ્ત્યવક્ષણ શ્રેયસ્ સિદ્ધ કરો છો. તમે અમારી આસપાસ રક્ષક રૂપે હો સર્વ માયી દેવો, ' મ ભયને પામ ' એવી વાણીવાળા સ્થિરતર ઇન્દ્રનાં નાનાવિધ કર્મોને જુવે છે ૯

( ઋચા ૧૦ માટે જુઓ સુ ૩૦–૨૨ )। १०(२४)

॥ इतितृतीयस्यद्वितीयेचतुर्विंशोवर्गः ॥ २४ ॥

॥ इतितृतीयेमंडलेतृतीयोऽनुवाक ॥ ३ ॥

सूक्त ३८

१ जिघान = कर्मणि प्रवृत्तमान = કર્મ વિષે પ્રવૃત્ત થનાર
२ पथीनाम् = देवभूय गतानाम सुकृतकर्मणाम = સુકૃત કરનારાઓને.

४ धर्मि = अग्निष्टोमादिकर्म ।

५ प्रयुतः = विभक्तः ।

६ आक्षित् = आवर्तमानः = ચોમેર વર્તમાન.

७ अप्रवीताः = अनिषिक्तरेतस्का अगर्भयुक्ता वा = અનિષિક્ત રેતસ્ક.

९ शयुः = शयानः = શયન કરનાર.

१० प्रतीचीनम् = पराङ्मुखम् ।

११ मतिः = सर्वैः ज्ञायमानः = સર્વ વડે જણાતો.

१२ निष्षिधम् = हिंसिकाम् दीप्तिम् ।

१३ निषेषेति = नितरां व्याप्य वर्तते = છેક વ્યાપ્ત થઈ વર્તે છે.

१४ पलितः = पालयिता ।

१५ विष्णुः = व्याप्तः ।

१६ पाथः = स्थानानि ।

१७ यम्या = यमरूपे मिथुनभूते = મિથુનભૂત.

१८ श्यावी = कृष्णवर्णा = કૃષ્ણવર્ણ સ્વરૂપે.

१९ दुहिता = दूरे निहिता = द्यौः ।

२० सबर्दुघे = सबरस्यौषस्य क्षीररूप स्वरसस्य दोग्ध्र्यौ ક્ષીર રસ દોહન કરાવનારી.

२१ धापयेते = पाययेते = પાન કરાવે છે.

२२ धेनू = जगतः प्रीणयित्र्यौ = જગતને પ્રીતિ ઉત્પન્ન કરનાર.

२३ अन्यस्याः पृथिव्याः = પૃથિવીની,

२४ पद्याः = पद्भ्यांजाता भूमि. । या पादसंचारे साधुः पद्या भूमिः = ભૂમિ.

२५ त्रिसधिय = सार्धसंवत्सरवयस्को वत्सः त्र्यविः उच्यते तत्प्रमाणं आदित्य वा त्रीन्लोकान् स्वतेजसा

'व्याप्नोति इतिव्यचिः ताम् = दोढ वर्षना वत्सने वा आदित्यने व्याप्त करती.

२६ पर्दे = अहोरात्रः ।

२७ विपूचो = पुण्यकृतोपुण्यकृतश्च प्राप्नोति इति = पुण्यकृत् तथा पापीने प्राप्त करनार.

२८ आविः = प्रकटं भवति = प्रकट थाय छे.

२९ धुनयन्ताम् = आदुहन्तु = गोमेर दोहन करे.

३० अशिश्वीः = शिशुरहिताः यद्वा भवन्तोति अशिश्वीः = शिशुरहितः वा न होनार.

३१ शशयाः = नभसि शयाना वर्तमानाः = नभ विषे शयन करनार.

३२ अप्रदुग्धाः = अक्षीणरसाः ।

३३ क्षपावान = क्षिपति शत्रून् उदकयेतिक्षेपणवान् क्षमापर्यायवागानांस्तोत्राणां भागयुता वा रात्रिः तत्वान् = शत्रुओने वा उदकने क्षिप्त करनार.

३४ योक्त्रा = मासानां स्वन्स्वयोग काले दृश्यमाना ऋतवः = मासोना स्वस्वयोगकाले दृश्यमान ऋतुओ.

३५ व्यष्टे = नितरां व्याप्ते = निरन्तर व्याप्त थाय छे.

३६ विश्वधायाः = विश्वस्य धाता सर्वान्नो वा = विश्वनो धाता वा सर्वान्नवाळो.

३७ पुरः सद = युद्धार्थे पुरतो निश्चयेन गन्तार. = युद्धार्थे मोखरे निश्चे जनार.

३८ शर्मसदः = गृहेसीदन्तः = गृह विषे बेसनार.

३९ निष्पिद्वरी: = नितरांस्वस्कतृकसिद्धिमत्यः = निरंतर स्वकर्तृक-सिद्धि वडे युक्त.

४० वाममाजः = वननीय धनभागिनः = भोगयोग्य धन संपत्तिने धारण करनार.

## सूक्त ५६.

ઋષિ—વિશ્વામિત્ર પુત્ર કિંવા વાકપુત્ર પ્રજાપતિ; દેવતા—વિશ્વેદેવ; છન્દ—ત્રિષ્ટુભ્

ॐ न ता मिनन्ति मायिनो न धीरा व्रता देवानां प्रथमा ध्रुवाणि ।
न रोदसी अद्रुहा वेद्याभिर्न पर्वता निनमे तस्थिवांसः ॥१॥

प० न । ता । मिनन्ति । मायिनः । न । धीराः । व्रता ।
देवानाम् । प्रथमा । ध्रुवाणि । न । रोदसी इति । अद्रुहा ।
वेद्याभिः । न । पर्वताः । निऽनमे । तस्थिऽवांसः ॥ १ ॥

अ० માયાવી અસુરો, ઇન્દ્રાદિક દેવોનાં પ્રથમનાં–સૃષ્ટયન્તરભાવિ, સ્થિર લોકપ્રસિદ્ધ લોકપાલાદિ કર્મોનો બાધ કરતા નથી, તેમ વિદ્વાન પુરુષો પણ તેનો બાધ કરતા નથી. દેવ–મનુષ્યાદિ પ્રજામધ્યે દ્રોહવર્જિત દ્યાવાપૃથિવી, સ્વાશ્રયતાએ સર્વ કોઇ વડે વેદનીય પ્રજાવડે યુક્ત કર્મોનો બાધ કરતા નથી. ઊર્ધ્વ પર્વતો, નિનમનીય થતા નથી. અર્થાત્ દેવ તથા મનુષ્યોનું દ્યાવાપૃથિવીની ધારકતાએ અવસ્થાન, અને પર્વતાદિનું ઉન્નતાએ અવસ્થાન, દેવોનું કર્મ છે, તેને કોઇપણ અન્યથા કરવા યોગ્ય નથી. १

षड्भाराँ एको अचरन्बिभर्त्यृतं वर्षिष्ठमुप गाव आगुः ।
तिस्रो महीरुपरास्तस्थुरत्या गुहा द्वे निहिते दर्श्येका ॥२॥

प० षट् । भारान् । एकः । अचरन् । बिभर्ति । ऋतम् ।

वर्षिष्ठम् । उप । गावः । आ । अगुः । तिस्रः । महीः । उपराः । तस्थुः । अत्याः । गुहा । द्वे इति । निर्हिते इति । निऽहिते । दर्शि । एका ॥ २ ॥

અ० સ્થાયી એક સંવત્સર, વસન્તાદિ ૭ ઋતુઓને અવયવત્વપૂર્વક ધારણ કરે છે. રશ્મિઓ, સત્યભૂત વૃદ્ધતર આદિત્યાત્મક તેજ સંવત્સરને પ્રાપ્ત થાય છે. તેજ સંવત્સર વિષે, આગમાપાય-ધર્મયુક્ત ત્રણે લોકો, ઉપરિ ઉપરિ સ્થિત હોય છે. દ્યુલોક અને અન્તરિક્ષ સ્વાત્મવિષે (ગુહાવિષે) નિહિત બન્ને સ્થાપિત હોય છે અર્થાત્ તે દૃશ્યમાન થતાં નથી. એકલી ભૂમિ, સર્વ ભૂતાધારતાએ દૃશ્યમાન થાય છે. ૨

त्रिपाजस्योवृषभोविश्वरूपउतत्र्युधापुरुधप्रजावान् ।
त्र्यनीकःपत्यतेमाहिनावान्त्सरेतोधावृषभःशश्वतीनाम् ॥३॥

प० त्रिऽपाजस्यः । वृषभः । विश्वऽरूपः । उत । त्रिऽउधा । पुरुध । प्रजाऽवान् । त्रिऽअनीकः । पत्यते । माहिनऽवान् । सः । रेतःऽधाः । वृषभः । शश्वतीनाम् ॥ ३ ॥

અ० (ગ્રીષ્મ વર્ષા અને હેમન્ત ઋતુરૂપી) ત્રણ ઉરસ્-વક્ષઃસ્થલ વાળો, જળનો વર્ષક, નાનારૂપ (વસંત હેમન્ત અને શરદ ઋતુ નામની) ત્રણ ઊધસ્‌વાળો, વ્રીહિ-યવાદિ-નાનાવિધ-પ્રજાવાળો, ઉષ્ણ, વર્ષા અને શીતાખ્ય અનેકગુણોવડે યુક્ત, મહત્ત્વવાન્ સંવત્સરાભિમાની દેવ, આગમન કરે છે. સેચન સમર્થ તે સંવત્સર, બહુ ઔષધિઓનો પુષ્પફલાદિ સંપત્તિ અર્પી ઉદક-ધતી હોય છે. ૩

अभीकआसांपदवीरबोध्यादित्यानामह्वेचारुनाम ।
आपश्चिदस्माअरमन्तदेवीःपृथग्व्रजन्तीःपरिषीमवृञ्जन् ॥४॥

प० अभीके । आसाम् । पदवीः । अबोधि । आदित्यानाम् । अह्वे । चारु । नाम । आपः । चित् । अस्मै । अरमन्त । देवीः । पृथक् । व्रजन्ती । परि । सीम् । अवृञ्जन् ॥ ४ ॥

अ० संवत्सरदेव, आ ओषधिओनी समीप तेने वनविशिष्ट पुष्पफलादिनुं प्रजनन करतो सतो, सावधान स्वरूपे वर्ते छे. मासो मध्ये ' मधु ' अने ' माधव ' इत्यादि नामधेयनुं हुं आह्वान-उच्चारण करुं छुं. द्योतनशील-इतस्तत गमन करनार आपोजळ पण आ संवत्सरार्थं रमण करे छे अर्थात् संवत्सरसंबन्धि मासचतुष्टयार्थं वृष्टि द्वारा रमण करे छे ते आपोजळ, आ संवत्सरने अष्टमास विषे परिवर्जन करे छे. ४

*त्रिषधस्थासिन्धवस्त्रिःकवीनामुतत्रिमाता विदथेषुसम्राट् ।
ऋतावरीर्योषणास्तिस्रोअप्यास्त्रिरादिवोविदथेपत्यमानाः ॥५॥

प० त्री । सधऽस्था । सिन्धवः । त्रिः । कवीनाम् । उत । त्रिऽमाता । विदथेषु । सम्ऽराट् । ऋतऽवरीः । योषणाः । तिस्रः । अप्याः । त्रिः । आ । दिवः । विदथे । पत्यमानाः ॥ ५ ॥

---

* ( त्रयोवाइमेत्रिवृतोलोकाः ऐ. ब्रा. २-१७. तथाच इन्द्रमोजसान्तरिक्षाणिचत्रिणिचविश्वाश्वतभूमय. ऋ. सं. ५-८-११ ).

अ० હે આપીજળ ! સર્વસાક્ષી તમે, મદીય વચનનું શ્રવણ કરો. ત્રણે લોક દેવોના નિવાસસ્થાન રૂપ છે. આ ત્રણે લોકના નિર્માતા **સંવત્સર** વા **સૂર્યદેવ**, યજ્ઞોમધ્યે સમ્યગ્ દીપ્યમાન વર્તે છે ઉદકવંત, નભસ્ય વા આશ્વત્થ્ય, ઇળા, **સરસ્વતી** અને **ભારતી** ત્રણ દેવતાઓ, યજ્ઞ વિષે ત્રણે સવનો મધ્યે આગમન કરનારાં હોય છે. ૫

त्रिरा दिवः सवितर्वार्याणि दिवेदिव आ सुव त्रिर्नो अह्नः ।
त्रिधातु राय आ सुवा वसूनि भग त्रातर्धिषणे सातये धाः ॥६॥

प० त्रिः । आ । दिवः । सवितः । वार्याणि । दिवेदिवे । आ । सुव । त्रिः । नः । अह्नः । त्रिधातु । रायः । आ । सुव । वसूनि । भग । त्रातः । धिषणे । सातये । धाः. ॥ ६ ॥

अ० સર્વપ્રેરક હે આદિત્યદેવ ! દ્યુલોકથી આગમન કરીને સંભજનીય ધન, પ્રતિદિન અમને ત્રણવાર અર્પણ કર. સર્વ-ભજનીય અમારા હે રક્ષક ! હે આદિત્ય દેવ ! (પશુ, કનક અને રત્નભેદે) ત્રણ પ્રકારનાં ધનો, અને ક્ષીરાદિ દેનાર ગાયો, અમને દિવસના ત્રણે સવનકર્મ મધ્યે અર્પણ કર. હે માધ્યમિકાવાક ! અમને ધનલાભ કર. ૬

त्रिरा दिवः सविता सोषवीति राजाना मित्रावरुणा सुपाणी ।
आपश्चिदस्य रोदसी चिदुर्वी रत्नं भिक्षन्त सवितुः सवाय ॥७॥

प० त्रिः । आ । दिवः । सविता । सोसवीति । राजाना । मित्रावरुणा । सुपाणी । आपः । चित् । अस्य । रोदसी

इति । चित.। उर्वी इति । रत्नम् । मिक्षन्तु । सुविदुः । सुवाप ॥ ७ ॥

भ० સવિતાદેવ, દિવસના ત્રણે કાલ વિષે અમને ચોમેર ધન પ્રેરો. રાજારૂપ કલ્યાણકારક પાણીવાળા મિત્રાવરૂણદેવ, સર્વ જગતને વ્યાપ્ત કરનાર અન્તરિક્ષ અને દ્યાવાપૃથિવી પ્રેરક એવા આ દેવોના આ પ્રેરણ વડે અપેક્ષિત અર્થની યાચના કરે છે. ૭

त्रिरुत्तमादूणशोरोचनानित्रयोराजन्त्यसुरस्यवीराः ।
ऋतावानइषिरादूळभासस्त्रिरादिवोविदथेसन्तुदेवाः ॥८॥१॥

प० त्रिः । उतदतुमा । दु.दनेशां । रोचनानि । त्रयः । राजन्ति । असुरस्य । वीराः । ऋतदवानः । इषिराः । दु.दमासः । त्रिः । आ । दिवः । विदथे । सन्तु । देवाः ॥८॥१॥

भ० ત્રણે સ્થાને કોઇપણ વડે વિનાશ કરવાને અશક્ય દેદીપ્યમાન હોય છે. આ ત્રણે સ્થાનો વિષે કાલાત્મક સંવત્સર દેવના ( અગ્નિ-વાયુ તથા સૂર્ય રૂપી ) ત્રણ પુત્રો શોભી રહેલા હોય છે. અગ્નિહોત્રાદિક સત્યભૂત કર્મ વડે સંપન્ન, યજ્ઞાર્થ શીઘ્રગતિમંત, કોઇપણવડે-સ્વતેજવડે તિરસ્કાર કરવાને અશક્ય આ સર્વ દેવો, અમારા યજ્ઞ વિષે દિવસના ત્રણે સવન કર્મવિષે ચોમેર પ્રાપ્ત હો. ૮

इतितृतीयस्यचतुर्थेप्रथमोवर्गः ॥ १ ॥

## सूक्त ५६.

१ भारान् = ध्रियते पुष्पविकासादिषेषु इतिभाराः ऋतवस्तान् = ऋतुओने.

२ उपराः = उपरि उपरिवर्तमानाः = ઉપરિ ઉપરિવર્તમાન.

३ अत्याः = आतनशीला आगमापायधर्मोपेताः = આગમાપાય ધર્મયુક્ત.

४ त्रिपाजस्यः = त्रिः पाजस्य पुरोयस्यसःऽयुरस्कः = ત્રણ વક્ષઃસ્થલવાળા.

५ माहिनवान् = महत्त्ववान् = મહત્ત્વવાન.

६ पदवीः = पदानितत्तत्स्थान विशिष्ट पुष्पफलादि नियेति प्रजनयति इति = પુષ્પફલાદિનું પ્રજનન કરતો.

७ त्रीपधस्थाः = त्रयोलोकाः ।

८ अप्योः = नमस्याआसव्योषा = નમસ્યા વા આપ્તવ્યા.

९ आसोषवीति = आसुवतु प्रेरयतु = પ્રેરે.

१० सवाय = सवेन प्रेरणेन = પ્રેરણાવડે.

११ दुर्मशा = केनापि विनाशयितुं अशक्यानि = કોઇવડે નાશ કરવાને અશક્ય.

१२ असुरस्य = अस्यतिक्षिपतिसर्वमितिमसुरःकालात्मा संवत्सरः मस्य = સંવત્સરના.

१३ वीराः = पुत्राः = પુત્રો.

१४ इषिराः = शीघ्रगतिमन्तः = શીઘ્રગતિમંત.

१५ दूळभासः = दुर्दभासः केनापिस्वतेजसातिरस्कर्तुमशक्याः = કોઇવડે સ્વતેજ દ્વારા તિરસ્કાર કરવાને અશક્ય.

## सूक्त ५७.

ऋषि—विश्वामित्र. देवता—विश्वेदेव; छन्द—त्रिष्टुभ्.

प्रमेविविक्वाँअविदन्मनीषांधेनुचरन्तींप्रयुतामगोपाम् ।
सद्यश्चिद्यादुदुहेभूरिधासेरिन्द्रस्तदग्नि:पनितारोअस्याः ॥१॥

प० प्र । मे । विविक्वान् । अविदत् । मनीषाम् । धेनुम् । चरन्तीम् । प्रऽयुताम् । अगोपाम् । सद्यः । चित् । या । दुदुहे । भूरि । धासेः । इन्द्रः । तत् । अग्निः । पनितारा । अस्याः ॥ १ ॥

अ० (पदार्थ) प्रतउत गमन करनार, पृथग्भूत-એકાકી, ગોપ્તારહિત યથાક્રમ સંચારકરનાર નવસૂતિકા ગાયની પેરે મારી દેવતાવિષયક સ્તુતિને વિવેકવાન્ ઇન્દ્ર વા અગ્નિદેવ પ્રકર્ષપણે જાણો. જે સ્તુતિરૂપી ધેનુ, તાત્કાલિક પ્રાણોને ધારણ કરે તેવા અન્નનું, વા અર્થિજનોને પ્રાણ-નિધાન વા પ્રાણદાન કરે તેવા બહુ અન્નનું-અપેક્ષિત ફલનું દોહન કરે છે. ઇન્દ્ર, અગ્નિ અને અન્યદેવો, સ્તુતિરૂપી ધેનુના અન્નભૂત પયસ્‌ના સ્તોતારૂપ હોય છે. યદા, ઇન્દ્રાગ્નીદેવ અને અમે સ્તોતાઓ તે ધેનુના પયસ્‌ને પ્રાપ્ત કરીએ १

इन्द्रःसुपूषावृषणासुहस्तादिवोनयीताःशशयंदुदुह्रे ।
विश्वेयदस्यांरणयन्तदेवाःप्रवोत्रवसवःसुम्नमश्याम् ॥२॥

प० इन्द्रः । सु । पूषा । वृषणा । सुऽहस्ता । दिवः । न ।

प्रीताः । शशयम् । दुदुह्रे । विश्वे । यत् । अस्याम् ।
रणयन्त । देवाः । प्र । वः । अत्र । वसवः । सुम्नम् ।
अश्याम ॥ २ ॥

અ૦ હે સર્વના વાસયિતા દેવો ! ઇન્દ્ર અને પૂષાદેવ, અભિમત ફલના સેકતા, સુદરતવાળા, સત્યસ્વરૂપ અશ્વિનદેવો વા મિત્રાવરૂણ આ સર્વ દેવો, અધુના પ્રસન્ન સતા નભવિષે શયન કરનાર મેઘને, નભસકાશાત્ વૃષ્ટિદ્વારા અપેક્ષિત ફલને સુષ્ઠુ પ્રકારે દોહન કરે છે. સર્વે દેવો, આ વેદિ વિષે રમણ કરે છે તેથી, અત્ર લોકવિષે તમારાં અપેક્ષિત ફલને અમે પ્રાપ્ત કરીએ ૨

याजामयोवृष्णइच्छन्तिशक्तिंनमस्यन्तीर्जानतेगर्भमस्मिन् ।
अच्छापुत्रंधेनवोवावशानामहश्चरन्तिबिभ्रतंवपूंषि ॥३॥

प० या । जामयः । वृष्णे । इच्छन्ति । शक्तिम् । नमस्यन्तीः ।
जानते । गर्भम् । अस्मिन् । अच्छ । पुत्रम् । धेनवः ।
वावशानाः । महः । चरन्ति । बिभ्रतम् । वपूंषि ॥ ३ ॥

અ૦ વર્ષાકાલે પ્રાદુર્ભાવને પામનાર જે ઓષધિઓ, આપોજળના વર્ષક ઇન્દ્રાર્થ સેચન-સામર્થ્યની ઇચ્છા કરે છે, પ્રહ્વીભૂત તે ઓષધિઓ, આ ઇન્દ્ર વિષે ગર્ભને-વૃષ્ટિદ્વારા પુષ્પફલાદિલક્ષણ ગર્ભાધાન આદિ સામર્થ્યને જાણે છે. ફલની કામના કરનાર સર્વની પ્રીણયિત્રી ઓષધિઓ, નાના પ્રકારનાં વપુઓને ધારણ કરનાર ( વ્રીહિ-યવ-નીવાર-આદિ ફલલક્ષણ ) પુત્રને અભિમુખે પ્રાપ્ત કરે છે. લોકવિષે જેમ હંભારવ કરનારી ધેનુઓ,

પોતાના વત્સને અભિલક્ષી ગમન કરે તેમ તે પુત્રને પ્રાપ્ત કરે છે. યદ્વા સર્વત્ર પ્રસરતી સૂર્ય દીપ્તિઓ, આપોજળના વર્ષક સૂર્યાર્થ વર્ષયુક્તિની ઇચ્છા કરે છે. તે દીપ્તિઓ, આ આદિત્ય વિષે આપોજળરૂપ ગર્ભાધાન સામર્થ્યને જાણે છે. ૩

अच्छाविवक्मिरोदसीसुमेकेग्राव्णोयुजानोअध्वरेमनीषा ।
इमाउतेमनवेभूरिवाराऊर्ध्वाभवन्तिदर्शतायजत्राः ॥४॥

प० अच्छ । विवक्मि । रोदसी इति । सुमेके इति सुऽमेके । ग्राव्णः । युजानः । अध्वरे । मनीषा । इमा । ऊँ इति । ते । मनवे । भूरिऽवाराः । ऊर्ध्वाः । भवन्ति । दर्शताः । यजत्राः ॥ ४ ॥

अ० યજ્ઞવિષે સોમાભિષવાર્થ ઉપલોને પ્રયુક્ત કરનારો હું, સુરૂપ દ્યાવાપૃથિવીને સ્તુતિલક્ષણા વાચાવડે અભિમુખ્યતાએ સ્તવન કરું છું. હે અગ્ને ! યજનારાઓ વડે બહુવાર વરણીય, કમનીયતાએ દર્શનીય, પૂજ્ય આ દીપ્તિઓ મનુષ્ય-વ્યવહારાર્થ ઊર્ધ્વમુખ થાય છે. ૪

यातेजिह्वामधुमतीसुमेधाअग्नेदेवेषूच्यतउरूची ।
तयेहविश्वाँअवसेयजत्रानासादयपाययाचामधूनि ॥५॥

प० या । ते । जिह्वा । मधुऽमती । सुऽमेधाः । अग्ने । देवेषु । उच्यते । उरूची । तया । इह । विश्वान् । अवसे । यजत्रान् । आ । सादय । पायय । च । मधूनि ॥ ५ ॥

અ० હે અગ્ને ! તારી ઉદ્દકવતી શોભનમેધાવાળી-અર્થાત્ સર્વને શાપવિત્રી જે જિહ્વા બહુ વ્યાપ્તિવાળી સતિ, દેવો મધ્યે આહ્વાનાર્થ પ્રેરાય છે; યદ્વા, માધુર્યવતી શોભનપ્રજ્ઞાનોપેત મહાન્ ઇન્દ્રાદિ દેવોને પૂજન કરનાર વાક્દેવો મધ્યે આહ્વાનાર્થ પ્રેરાય છે. તે વાક્વડે સર્વ યજનીય દેવોને આ કર્મ વિષે અમારા રક્ષણાર્થ બેસાડ. અને તે અખિલ દેવોને મદકારક સોમોનું પાન કરાવ. ૫

यातेअग्नेपर्वतस्येवधारासश्चन्तीपीपयद्देवचित्रा ।
तामस्मभ्यंप्रमतिंजातवेदोवसोरास्वसुमतिंविश्वजन्याम् ॥६॥२॥

प० या । ते । अग्ने । पर्वतस्यऽइव । धारा । असश्चन्ती । पीपयत् । देव । चित्रा । ताम् । अस्मभ्यम् । प्रऽमतिम् । जातऽवेदः । वसोऽइति । रास्व । सुऽमतिम् । विश्वऽजन्याम् ॥ ६ ॥ २ ॥

અ० દેદીપ્યમાન હે અગ્ને ! નાનારૂપ અમારાથી અન્યત્ર સંગતિ ન કરનાર તારી જે પ્રકૃષ્ટ બુદ્ધિ, જેમ પર્વતની મેઘધારાઓ ઔષધિ-વનસ્પતિ આદિ મધ્યે સંગતિ કરતાં તેમને વૃદ્ધિંગત કરે તેમ અપેક્ષિત ફલપ્રદાન વડે અમને વૃદ્ધિંગત કરે છે. સર્વના વાસયિતા સર્વજ્ઞ હે અગ્ને ! અમને પરહિતકરણ વિષે સમર્થબુદ્ધિ અર્પણ કર અમને સર્વજનની હિતસ્વરૂપ શોભનબુદ્ધિ દે. ૬

इतितृतीयस्यचतुर्थेद्वितीयोवर्गः ॥ २ ॥

अ० હે અગ્ને ! તારી ઉદકવતી શોભનમેધાવાળી—અર્થાત સર્વને જ્ઞાપયિત્રી જે જિહ્વા બહુ વ્યાપ્તિવાળી સતિ, દેવો મધ્યે આહ્વાનાર્થ પ્રેરાય છે; યદ્વા, માધુર્યવતી શોભનપ્રજ્ઞાનોપેત મહાન્ ઇન્દ્રાદિ દેવોને પૂજન કરનાર વાક્દેવો મધ્યે આહ્વાનાર્થ પ્રેરાય છે. તે વાક્વડે સર્વ યજતીય દેવોને આ કર્મ વિષે અમારા રક્ષણાર્થ બેસાડ. અને તે અખિલ દેવોને મદકારક સોમોનું પાન કરાવ. ૫

यातेअग्नेपर्वतस्येवुधारासंश्चन्तीपीपयद्देवचित्रा ।
तामस्मभ्यंप्रमतिंजातवेदोवसोरास्वसुमतिंविश्वजन्याम् ॥६॥२॥

प० या । ते । अग्ने । पर्वतस्यऽइव । धारा । असंश्चन्ती । पीपयत् । देव । चित्रा । ताम् । अस्मभ्यम् । प्रऽमतिम् । जातऽवेदः । वसोऽइति । रास्व । सुऽमतिम् । विश्वऽजन्याम् ॥ ६ ॥ २ ॥

अ० દેદીપ્યમાન હે અગ્ને ! નાનારૂપ, અમારાથી અન્યત્ર સંગતિ ન કરનાર તારી જે પ્રકૃષ્ટ બુદ્ધિ, જેમ પર્વતની મેઘધારાઓ ઔષધિ—વનસ્પતિ આદિ મધ્યે સંગતિ કરતી તેમને વૃદ્ધિંગત કરે તેમ અપેક્ષિત ફલપ્રદાન વડે અમને વૃદ્ધિંગત કરે છે. સર્વના વાસયિતા સર્વજ્ઞ હે અગ્ને ! અમને પારહિતકરણ વિષે સમર્થબુદ્ધિ અર્પણ કર. અમને સર્વજનને હિતસ્વરૂપ શોભનબુદ્ધિ દે. ૬

इतितृतीयस्यचतुर्थेद्वितीयोवर्गः ॥ २ ॥

## सूक्त ५७.

१ विविक्वान् = विवेकवान्।
२ प्रयुताम् = पृथग्भूतां एकाकिनीम् = એકલી.
३ धासिः = धास्यतिधानाज्ञोपतेदोपतेधिन्वतिवा धासिरन्नमतम = અન્ન.
४ शशयम् = शयानम् = શયન કરનાર.
५ जामयः = ओषधयः = ઓષધિ.
६ नमस्यन्तीः = प्रह्वीभूताः = નમી ગએલી.
७ सुमेके = सुरूपे = સુરૂપ.
८ यजत्रो = महतइन्द्रादीन् अंयति पूजयति इति = મહાન ઇન્દ્રાદિને પૂજન કરનાર.
९ असश्चन्ती = अन्यत्र संगतीमकुर्वाणा = અન્યત્ર સંગતિ ન કરનાર.
१० विश्वजन्याम् = सर्वजनहिताम = સર્વજનને હિતકારક.

---

## सूक्त ५८.

ઋષિ—વિશ્વામિત્ર. દેવતાઃ—અશ્વી; છંદ—ત્રિષ્ટુભ્.

धेनुःप्रत्नस्यकाम्यंदुहानान्तःपुत्रश्चरतिदक्षिणायाः ।
आद्योतनिंवहतिशुभ्रयामोषसःस्तोमोअश्विनावजीगः ॥१॥

१० धेनुः । प्रत्नस्य । काम्यम् । दुहाना । अन्तरिति । पुत्रः । चरति । दक्षिणायाः । आ । द्योतनिम् । वहति । शुभ्रऽयामा । उषसः । स्तोमः । अश्विनौ । अजीगरिति ॥ १ ॥

અ० પ્રીણયિત્રી ઉષાદેવતા, પુરાતન અગ્નિના કમનીય—અભીષ્ટ પયસ્‌ને દોહન કરનાર હોય છે ઉષાના પુત્ર સૂર્યદેવ તેની અંદર સચાર કરે છે. ઉષાના ઉદયાન્તર સૂર્યકિરણના સંપર્કથી શુભ્રતાએ જેનું ગમન હોય છે તે દિવસ, સર્વ પ્રાણિના પ્રકાશક સૂર્યને ધારણ કરે છે. એથી ઉષાની પહેલાં અશ્વિનદેવોનું સ્તવન કરવાને સ્તોત્ર રચનારો હોતા આદિ ઉભો થાય છે. ૧

सुयुग्वहन्तिप्रतिवामृतेनोर्ध्वाभवन्तिपितरेवमेधाः ।
जरेथामस्मद्विपणेर्मनीषांयुवोरवश्चकृमायातमर्वाक् ॥२॥

प० सुयुक् । वहन्ति । प्रति । वाम् । ऋतेन । ऊर्ध्वाः । भवन्ति । पितराइव । मेधाः । जरेथाम् । अस्मत् । वि । पणेः । मनीषाम् । युवोः । अवः । चकृम । आ । यातम् । अर्वाक् ॥ २ ॥

અ० માતાપિતાને અભિલક્ષી જેમ પુત્રો ગમન કરે તેમ હે અશ્વિનદેવ ! સુષ્ઠુ પ્રકારે રથે—યોજિત અશ્વો, સત્યભૂત રથવડે તમને યજ્ઞપ્રતિ આગમનાર્થ ધારણ કરે છે, અને યજ્ઞો તમારી અભિમુખ ઊર્ધ્વમુખ થાય છે. અમારી સકાશાત્ આસુરી બુદ્ધિનો વિશેષે નાશ કરો. અમે તો તમારા અર્થે હવિર્લક્ષણ અન્નને સંપાદન કરીએ છીએ. તમે, અમારી અભિમુખ આગમન કરો. ૨

सुयुग्भिरश्वैःसुवृतारथेनदस्राविमंशृणुतंश्लोकमद्रेः ।
किमङ्गवांप्रत्यवर्तिंगमिष्ठाहुर्विप्रासोअश्विनापुराजाः ॥३॥

प० सुयुक्ऽभिः । अश्वैः । सुऽवृता । रथेन । दस्रौ । इमम् । शृणुतम् । श्लोकम् । अद्रेः । किम् । अङ्ग । वाम् । प्रति । अवर्तिम् । गमिष्ठा । आहुः । विप्रासः । अश्विना । पुराऽजाः ॥ ३ ॥

અ० હે અશ્વિનદેવ ! સુષ્ઠુ-યોજિત અશ્વોવડે શોભન-ચક્રોપેત રથદ્વારા આગમન કરીને શત્રુઓના ઉપક્ષપયિતા-નાશક તમે, સ્તોતાના આ સ્તોત્રનુ શ્રવણ કરો હે અશ્વિનદેવ ! મેધાવી પુરાતન ઋષિઓ, તમે અમારી વૃત્તિહાનિ પ્રતિ અતિશય ગમન કરનારા છો એમ શુ નથી કથન કરતા ? ૩

आमन्येथामागतङ्कच्चिदेवैर्विश्वेजनासोअश्विनाहवन्ते ।
इमाहिवाङ्गोऋजीकामधूनिप्रमित्रासोनददुरुस्रोअग्रे ॥४॥

प० आ । मन्येथाम् । आ । गतम् । कत् । चित् । एवैः । विश्वे । जनासः । अश्विना । हवन्ते । इमा । हि । वाम् । गोऽऋजीका । मधूनि । प्र । मित्रासः । न । ददुः । उस्रः । अग्रे ॥ ४ ॥

અ० હે અશ્વિનદેવ ! તમે અમારી સ્તુતિને જાણો છો અશ્વોવડે યજ્ઞપ્રતિ આગમન કરો સર્વે સ્તોતાજનો અશ્વિનદેવોને સ્તુતિલક્ષણા વાણીવડે આહ્વાન કરે છે મિત્રો મિત્રોને અપેક્ષિત દાન કરે તેમ ગાયોના પયસવડે મિશ્રિત મદકારક સોમરસરૂપ આ હવ્યાન્ન તમને ( અધ્વર્યુ આદિ ) અર્પણ કરે છે નભ વિષે વસનારો સૂર્ય, ઉષાની અગ્રે ઉદય પામે છે તેથી તમે આગમન કરો ૪

અ० હે અશ્વિનદેવો ! દવિલક્ષણ બહુ અન્ન તમારી આમપાસ ગમન કરે છે. કોમળપણવડે અ–તિરસ્કૃત, કર્મપ્રવૃત્ત સ્તોતાઓ, સ્તુતિઓવડે તમારું પરિચરણ કરે છે. ઉદકનો જનયિતા, વા યજ્ઞવિષે પ્રાદુર્ભૂત થનાર, સ્તોતાઓવડે આકૃષ્ટ તમારો રથ, તાત્કાલિક દ્યાવાપૃથિવીને વ્યાપ્ત થાય છે. ૮

अश्विना मधुषुत्तमो युवाकुः सोमस्तं पातमा गतं दुरोणे ।
रथो ह वां भूरि वर्पः करिक्रत्सुतावतो निष्कृतमागमिष्ठः ।९॥४॥

प० अश्विना । मधुसुत्ऽतमः । युवाकुः । सोमः । तम् ।
पातम् । आ । गतम् । दुरोणे । रथः । ह । वाम् । भूरि ।
वर्पः । करिक्रत् । सुतऽवतः । निःऽकृतम् । आऽगमिष्ठः ॥ ९ ॥ ४ ॥

અ० હે અશ્વિનદેવો ! જે સોમ મધુરસને અત્યન્ત પ્રેરતો તમારી કામના કરતો વર્તે છે યદ્વા, જે વસતીવરી પ્રભૃતિ પદાર્થોવડે મિશ્રિત છે ને આ સોમનું પાન કરો. અમારા ગૃહ વિષે આગમન કરો પ્રભૂત વારક તેજને વા સર્વવરે વરણીય ધનને પુનઃ પુનઃ સંપાદન કરતો તમારો રથ, નિશ્ચે સોમાભિષવ કરનારા યજનારાના સંસ્કારી યદ્વા, સંસ્કૃત ગૃહ પ્રતિ અતિશયે આગમન કરનારો હોય છે. ૯ (૪)

इति तृतीयस्य चतुर्थे चतुर्थो वर्गः ॥ ४ ॥

## सूक्त ५८.

१ दक्षिणायाः = उषसः = ઉષાના.
२ द्योतनिम् = सर्वस्य प्रकाशकस्य सूर्यम् = સર્વના પ્રકાશક સૂર્યને.

३ शुभ्रयामा = शुभ्रतया यामोगमनं यस्यासौ शुभ्रयामा
दिवसः = દિવસ.
४ जरेथाम् = नाशयतम् = નાશ કરો.
५ पणेः = आसुरीम् = આસુરી.
६ अनृत्तिम = धृतिदानिम = ધૃતિદાનિ.
७ गोअर्जीका = गव्यपयसा मिश्रणोपेतानि = પયસ્યુક્ત મિશ્રિત.
८ उस्रः = वसति नभसि इतिउस्रः = સૂર્ય. ( નભ વિષે વસનાર ).
९ तिरः = तिरस्कुर्वन्तौ = તિરસ્કાર કરનારા.
१० आंगूष. = आसमन्ताद्घोषणीयम् स्तोत्रम् = સ્તોત્ર
११ ओकः = सेव्यम् ।
१२ तिरोहव्यम् = अहि तिरोहिते = દિવસભાગનું તિરોધાન થયે
१३ ऋतजाः = उदकस्य जनयिता यत्र प्रादुर्भवति इति वा = ઉદકનો જનયિતા; વા યત્ર વિષે પ્રાદુર્ભૂત.
१४ अत्रिजूतः = स्तोतृभिः आकृष्टः = સ્તોતાઓ વડે આકૃષ્ટ
१५ वयः = पावकतेजः वरणीयधनवा = પાવક તેજ; વા વરણીય ધન.
१६ निष्कृतम् = संस्कृतम् ।
१७ युयाकुः = मिश्रितः = મિશ્રિત.

---

तिरःपुरुचिदश्विनारजांस्यांगूषोवांमघवानाजनेषु ।
एहयातंपथिभिर्देवयानैर्दस्राविमेवांनिधयोमधूनाम् ॥५॥३॥

प० तिरः । पुरु । चित् । अश्विना । रजांसि । आंगूषः ।
वाम् । मघवाना । जनेषु । आ । इह । यातम् । पथिभिः ।
देवयानैः । दस्रौ । इमे । वाम् । निधयः । मधूनाम् ॥५॥३

अ० हे अश्विनदेव ! स्वतेजवडे बहु स्थानोने पण तिरस्कार करनारा तमे, आ यागकर्म परत्वे देवमार्गोवडे आगमन करो. हे धनवंत अश्विनदेव ! चोमेर घोषणीय तमारुं स्तोत्र, स्तोताओ मध्ये वर्ती रहे छे. शत्रुना उपक्षयिता हे अश्विनदेव ! तमारा माटे मदकारक सोमना पात्रो वर्ती रहेलां छे तेथी तमे आगमन करो. ५

इतितृतीयस्यचतुर्थेतृतीयोवर्गः ॥ ३ ॥

पुराणमोकःसख्यंशिवंवांयुवोर्नराद्रविणंजह्नाव्याम् ।
पुनःकृण्वानाःसख्याशिवानिमध्वामदेमसहनूसमानाः ॥६॥

प० पुराणम् । ओकः । सख्यम् । शिवम् । वाम् । युवोः ।
नरा । द्रविणम् । जह्नाव्याम् । पुनरिति । कृण्वाना । सख्या ।
शिवानि । मध्वा । मदेव । सह । नु । समानाः ॥ ६ ॥

अ० हे अश्विदेनव ! तमारुं पुरातन सख्यत्व, सेव्य तथा सुखकारक होय छे. अमारां यागकर्मना हे नेताओ ! तमारुं

धन, जह्नुकुलनी विषे प्राप्त होय छे. तमारूं भक्ष्य सुख-कारक होय छे. पुनःपुन –स पालन–करनारां–हविःप्रदानवडे उपकारकता लीधे मित्रभूत अमे, मदकारक सोमनवडे तमारी सह क्षिप्र हर्षित थइए. ६

अश्विनावायुनायुवंसुदक्षानियुद्भिश्चसजोषसायुवाना ।
नासत्यातिरोअह्न्यंजुषाणासोमंपिबतमस्रिधासुदानू ॥७॥

प० अश्विना । वायुना । युवम् । सुदक्षा । नियुत्ऽभिः । च । सऽजोषसा । युवाना । नासत्या । तिरःऽअह्न्यम् । जुषाणा । सोमम् । पिबतम् । अस्रिधा । सुदानू इति सुऽदानू ॥७॥

अ० शोभन सामर्थ्यवडे युक्त, नित्यतरुण, सत्यस्वरूप, शोभनफलना दाता हे अश्विनदेव ! वायुवडे संयुक्त–संगत, सोमविषयक प्रीतियुक्त अनुपक्षीण तमे, दिवसभागनुं तिरोधान थये होमाता आ सोमनुं पान करो ७

*अश्विनापरिवामिषःपुरूचीरीयुर्गीर्भिर्यतमानाअमृध्राः ।
रथोहवामृतजाअद्रिजूतःपरिद्यावापृथिवीयातिसद्यः ॥८॥

प० अश्विना । परि । वाम् । इषः । पुरूचीः । ईयुः । गीःऽभिः । यतमानाः । अमृध्राः । रथः । ह । वाम् । ऋतऽजाः । अद्रिऽजूतः । परि । द्यावापृथिवीइति । याति । सद्यः । ॥८॥

* ( योवामश्विनामनसोजवीयान्रथःस्वश्वोविशआजिगाति—ऋ. सं. १–८–१३ ) ।

અ० હે અશ્વિનદેવો ! દવિલક્ષણ બહુ અન્ન તમારી આસપાસ ગમન કરે છે કોમળપણાવડે અ-તિરસ્કૃત, કર્મનિષ્ઠ સ્તોતાઓ, સ્તુતિઓવડે તમારુ પરિચરણ કરે છે ઉદકનો જનયિતા વા યજ્ઞવિષે પ્રાદુર્ભૂત થનાર સ્તોતાઓવડે આકૃષ્ટ તમારો રથ, તાત્કાલિક દ્યાવાપૃથિવીને વ્યાપ્ત થાય છે ૮

अश्विनामधुपुत्तमोयुवाकुःसोमस्तपातंमागंतदुरोणे ।
रथोंहवांभूरिवर्पःकरिक्रत्सुतावतोनिष्कृतमागमिष्ठः ।९॥४॥

प० अश्विना । मधुसुत्ऽतम । युवाकु । सोम. । तम् । पातम् । आ । गतम् । दुरोणे । रथं । ह । वाम् । भूरि । वर्प । करिक्रत् । सुतऽवत । निःऽकृतम् । आऽगमिष्ठ ॥ ९ ॥ ४ ॥

અ० હે અશ્વિનદેવો ! જે સોમ મધુરસને અત્યન્ત પ્રેરતો તમારી કામના કરતો વર્તે છે યદ્ધ જે વસતીવરી પ્રભૃતિ પદાર્થોવડે મિશ્રિત છે તે આ સોમનુ પાન કરે અમારા ગૃહ વિષે આગમાન કરો પ્રભૂત વારક તેજને વા સર્વવડે વરણીય ધનને પુન પુન સંપાદન કરતો તમારો રથ નિશ્ચે સોમાભિષવ કરનારા યજનારાના સંસ્કારી યદ્ધા, સંસ્કૃત ગૃહ પ્રતિ અતિશયે આગમન કરનારો હોય છે ૯ (૪)

इतितृतीयस्यचतुर्थेचतुर्थावर्गः ॥ ४ ॥

## सूक्त ५८

१ दक्षिणायाः = उषसः = ઉષાના
२ द्योसनिम् = सर्वस्यप्रकाशकस्सूर्यंम = સર્વના પ્રકાશક સૂર્યને

३ शुभ्रयामा = शुभ्रतया यामोगमनं यस्यासौ शुभ्रयामा दिवस. = दिवस.
४ मरैयाम् = नाशयतम = नाश करो.
५ पणेः = आसुरीम = आसुरी.
६ अघृतिम् = धृतिहानिम = धृतिहानि.
७ गोमृजीका = गव्यपयसा मिश्रणोपेतानि = पयसवडे मिश्रित.
८ उम्रः = यमति नमनि इतिउम्रः = सूर्य. ( नभ विषे रमनार )
९ तिरः = तिरस्कुर्वन्तौ = तिरस्कार करनारा.
१० आंगूष. = आनमस्ताद्घोषणीयम स्तोत्रम् = स्तोत्र
११ ओकः = सेध्यम ।
१२ तिराहण्यम् = अह्नि तिराहितं = दिवसभागनुं तिरोधान थये
१३ ऋतजाः = उदकस्य जनयिता यत्रो प्रादुर्भवति इति वा = उदकनो जनयिता; वा यज्ञ विषे प्रादुर्भूत.
१४ अद्रिजूतः = स्तोतृभिः आकृष्ट = स्तोताओ वडे आकृष्ट
१५ वर्यं = वारकंतेजः वरणीयधनवा = वारक तेज; वा वरणीय धन
१६ निष्कृतम = संस्कृतम ।
१७ युवाकु. = मिश्रित = मिश्रित.

---

# सूक्त ५९.

ऋषि·—विश्वामित्र, देवताः—मित्र, छन्दः—१–५ त्रिष्टुभ्,
६–९ गायत्री.

मित्रोजनान्यातयतिब्रुवाणोमित्रोदाधारपृथिवीमुतद्याम् ।
मित्रःकृष्टीरनिमिषाभिचष्टेमित्रायहव्यंघृतवज्जुहोत ॥१॥

प० मित्रः । जनान् । यातयति । ब्रुवाणः । मित्रः । दाधार ।
पृथिवीम् । उत । द्याम् । मित्रः । कृष्टीः । अनिमिषा ।
अभि । चष्टे । मित्राय । हव्यम् । घृतवत् । जुहोत ॥१॥

अ० स्तुतिकरातो, वा शब्दध्वनि करनारो सूर्य, कर्षक–आदि–
जनोने कृषि–आदि कर्मपरत्वे प्रयत्न–करावनारो होय छे.
केवळ ते सूर्य, द्यावापृथिवीने वृष्टिद्वारा अन्न तथा पाणीने
उत्पन्न करतो धारण करे छे सूर्य, कांइ पण निमिष विना
अनुग्रहदृष्टिए कर्मकरनारा मनुष्योने सतत; जुवे छे.
आ सर्व वातने जाणीने हे ऋत्विजो! घृतवत्–उपस्तरणना
अभिघारणयुक्त हवनयोग्य पुरोडाशादिकने आ मित्र–सूर्य
देवार्थ होमो. १

प्रसमित्रमर्तोअस्तुप्रयस्वान्यस्तआदित्यशिक्षतिव्रतेन ।
नहन्यतेनजीयतेत्वोतोनैनमंहोअश्नोत्यन्तितोनदूरात् ॥२॥

प० प्र । सः । मित्र । मर्तः । अस्तु । प्रयस्वान् । यः । ते ।
आदित्य । शिक्षति । व्रतेन । न । हन्यते । न । जीयते ।

त्वाऽऊतः । न । एनम् । अंहः । अश्नोति । अन्तितः ।
न । दूरात् ॥ २ ॥

અ० હે આદિત્યદેવ ! યજ્ઞયુક્ત જે મનુષ્ય, તૂને હવિર્લક્ષણ અન્નદાન કરે, હે મિત્ર ! તે અન્નવાન્ હો. તૂંવડે રક્ષિત તે મનુષ્યનો કોઇપણ વડે બાધ અને અભિભવ કરાતા નથી. તૂને હવિર્દાન કરનારા પુરૂષને પાપ સમીપમાં કે દૂર પ્રાપ્ત થતું નથી. ૨

अनमीवासइळयामदन्तोमितज्ञवोवरिमन्नापृथिव्याः ।
आदित्यस्यव्रतमुपक्षियन्तोवयंमित्रस्यसुमतौस्याम ॥३॥

प० अनमीवासः । इळया । मदन्तः । मितऽज्ञवः । वरिमन् ।
आ । पृथिव्याः । आदित्यस्य । व्रतम् । उपऽक्षियन्तः ।
वयम् । मित्रस्य । सुऽमतौ । स्याम ॥ ३ ॥

અ० હે મિત્ર ! રોગવર્જિત અન્નવડે મદને પ્રાપ્તકરનારા, પૃથિવીના વિસ્તીર્ણપ્રદેશ વિષે મિતજાનુક—યથાકામ સર્વત્ર ગમન કરનારા આદિત્ય સંબંધી કર્મસમીપ નિવસતા—તદીય કર્મકરનારા અમે, આદિત્યની અનુગ્રહબુદ્ધિ પરત્વે વર્તનારા હોઇએ. ૩

अयंमित्रोनमस्यःसुशेवोराजासुक्षत्रोअजनिष्टवेधाः ।
तस्यवयंसुमतौयज्ञियस्यापिभद्रेसौमनसेस्याम ॥४॥

प० अयम् । मित्रः । नमस्यः । सुऽशेवः । राजा । सुऽक्षत्रः ।
अजनिष्ट । वेधाः । तस्य । वयम् । सुऽमतौ । यज्ञियस्य ।
अपि । भद्रे । सौमनसे । स्याम ॥ ४ ॥

અ० આ સૂર્યદેવ સર્વકોઈવડે નમસ્કરણીય, સુખસેવ્ય, સર્વ જગતના વિધાતારૂપ, પ્રાદુર્ભૂત થયલો છે. એ યજ્ઞાર્હ સૂર્યની શોભનબુદ્ધિ અને કલ્યાણકારક સૌમનસ્યતા પરત્વે અમે યજનારા પાત્રીભૂત થઈએ ૪

महाँआदित्योनमसोपसद्योयातयज्जनोगृणतेसुशेवः ।
तस्माएतत्पन्यतमायजुष्टमग्नौमित्रायहविराजुहोत ॥५॥५॥

प० महान् । आदित्यः । नमसा । उपऽसद्यः । यातयत्ऽजनः । गृणते । सुऽशेवः । तस्मै । एतत् । पन्यऽतमाय । जुष्टम् । अग्नौ । मित्राय । हविः । आ । जुहोत । ॥ ५ ॥ ५ ॥

અ० જે આ મહાન્ આદિત્યદેવ, નમસ્કારવડે સર્વકોઈવડે ઉપસદનીય, છે તથા જે વડે પ્રાતઃકાળે સ્તવકર્મ વિષે જનો પ્રવર્તનીય હોય છે તે ( તથોક્ત આદિત્ય ), સ્તોત્રકરનારાને સુંદર સુખ પ્રાપ્ત કરનારો હોય છે. તે સ્તુત્યતમ આદિત્યાર્થે, પ્રીતિવિષયક આ હવિને અગ્નિ વિષે હોમો ૫

इतितृतीयस्यचतुर्थेपञ्चमोवर्गः ॥ ५ ॥

मित्रस्यचर्षणीधृतोवोदेवस्यसानसि ।
द्युम्नंचित्रश्रवस्तमम ॥ ६ ॥

प० मित्रस्य । चर्षणिऽधृतः । अवः । देवस्य । सानसि । द्युम्नम् । चित्रश्रवःऽतमम् ॥ ६ ॥

अ० વૃષ્ટિપ્રદાનવડે મનુષ્યોના ધારક મિત્રદેવસંબંધી અન્ન સર્વવડે ભજનીય હોય છે, અને તેનું ધન અતિશય કીર્તિયુક્ત હોય છે. ૬

अभियोमहिनादिवंमित्रोबभूवसप्रथाः ।
अभिश्रवोभिःपृथिवीम् ॥ ७ ॥

प० अभि । यः । महिना । दिवम् । मित्रः । बभूव । सऽप्रथाः ।
अभि । श्रवःऽभिः । पृथिवीम् ॥ ७ ॥

अ० જે સ્વકીય મહિમાવડે અન્તરિક્ષનો અભિભવ કરે છે તે મિત્રદેવ, કીર્તિસહિત વૃષ્ટિદ્વારા ઉત્પાદિત અન્નોવડે પૃથિવીનો અભિભવ કરે છે અર્થાત્ બહુ અન્નયુક્ત કરે છે. ૭

मित्रायपञ्चयेमिरेजनाअभिष्टिशवसे ।
सदेवान्विश्वान्बिभर्ति ॥ ८ ॥

प० मित्राय । पञ्च । येमिरे । जनाः । अभिष्टिऽशवसे ।
सः । देवान् । विश्वान् । बिभर्ति ॥ ८ ॥

अ० નિષાદાદિ ચાર વર્ણો શત્રુઓનું અભિગમન કરે તેવા બળયુક્ત મિત્રાર્થે હવ્યાન્ન અર્પણ કરે છે તે મિત્રદેવ, સર્વ દેવોને સ્વસ્વરૂપતાપૂર્વક ધારણ કરે છે. ૮

मित्रोदेवेष्वायुषुजनायवृक्तबर्हिषे ।
इषइष्टव्रताअकः ॥ ९ ॥ ६ ॥

प० मित्रः । देवेषु । आयुषु । जनाय । वृक्तबर्हिषे । इषः । इष्टव्रताः । अकरित्यकः ॥ ९ ॥ ६ ॥

अ० भगवान् આદિત્ય, દ્યોતમાન–આદિ–ગુણયુક્ત–મનુષ્યો મધ્યે જે ઋત્વિજ હવિર્દાતા હોય તેને, જે વડે કલ્યાણકર્મો સિદ્ધ થાય તેવાં અન્નો અર્પણ કરે છે. ९

इतितृतीयस्यचतुर्थेषष्ठोवर्गः ॥ ६ ॥

## सूक्त ५९.

१ यातयति = प्रयत्नं कारयति = પ્રયત્ન કરાવનારો હોય છે.
२ मितज्ञवः = मितजानुकाः यथाकामं सर्वत्रगच्छन्तः = યથાકામ સર્વત્ર ગમન કરનાર.
३ पातयत्जनः = स्वस्वकर्मणि प्रवर्तनीया जना येनसः = જે વડે મનુષ્યો પોતપોતાના કર્મમાં પ્રવૃત્તનીય હોય છે તે.
४ सानसि = सर्वैःभजनीयम् = સર્વવડે સંભજનીય.
५ अभिष्टिशवसे = शत्रुणामभिगन्तृबलयुक्ताय = શત્રુનો અભિગમન કરે તેવા બળયુક્ત.

## सूक्त ६०.

ઋષિ—વિશ્વામિત્ર; દેવતા:—ઋભુ; છંદ—જગતી.

*इहेह वो मनसा बन्धुता नर उशिजो जग्मुरभि तानि वेदसा ।
याभिर्मायाभिः प्रतिजूतिवर्पसः सौधन्वना यज्ञियं भागमानश ॥१॥

प० इहऽइह । वः । मनसा । बन्धुता । नरः । उशिजः । जग्मुः । अभि । तानि । वेदसा । याभिः । मायाभिः । प्रतिजूतिऽवर्पसः । सौधन्वनाः । यज्ञियम् । भागम् । आनश ॥ १ ॥

अ० હે ઋભુદેવો ! તમારી બન્ધુતા સર્વવડે જણાય છે. હે મનુષ્યો ! ઋભુદેવો યજ્ઞભાગની કામના કરતા, યજ્ઞભાગ–પ્રાપક કર્મવિષયક જ્ઞાનવડે તાદૃશ કર્મોને પ્રાપ્ત કરે છે. જે વડે, પ્રતિપક્ષનું અભિભવન–કરનાર–તેજવડે યુક્ત અંગિરસ ઋષિના પુત્ર સુધન્વાનાઓ–ઋભુ વિભુ અને વાજ આ ત્રણ નામના તમે, યજ્ઞાર્હ સોમપાનાદિલક્ષણ ભાગને વ્યાપ્ત કરો છો તે કર્મોને પ્રાપ્ત કરે છે. યદ્વા કર્મનેતા હે ઋભુઓ ! હવિર્લક્ષણ ધનવડે યુક્ત તમે સ્તોતાજનો, ભક્ષણાદિકર્મને સખીભૂત મનવડે અભિપ્રાપ્ત કરો છો. ૧

---

* ( ऋभुर्विभ्वावाजोदेवाँअगच्छतस्वपसोयज्ञियंभागमैतनेति–ऋ. सं ४–३–५. ऋभवोवैदेवेषुतपसासोमपीथमभ्यजयन्–ऐ. ब्रा. ३–३० ).

*याभिःशचीभिश्चमसाँ अपिंशत यया धिया गामरिणीतचर्मणः ।
येनहरीमनसानिरतक्षततेनदेवत्वमृभवःसमानश ॥२॥

प० याभिः । शचीभिः । चमसान् । अपिंशत । यया । धिया ।
गाम् । अरिणीत । चर्मणः । येन । हरी इति । मनसा ।
निःअतक्षत । तेन । देवत्वम् । ऋभवः । सम् ।
आनश ॥ २ ॥

अ० हे ऋभुओ ! जे शक्तिओवडे चार चमसोने तमे विभक्त
करेला, जे प्रज्ञावडे मृतागायने चर्मयोजनथी प्राप्त करेली,
जे प्रज्ञानवडे हरिनामना अश्वने निरन्न संपादन करेला, ते
आ सत्कर्मवडे तमे यज्ञभागादित्वलक्षण देवभावने सम्यक्
प्राप्त करो छो २

×इन्द्रस्यसख्यमृभवःसमानशुर्मनोर्नपातोअपसोदधन्विरे ।
सौधन्वासोअमृतत्वमेरिरेविष्ट्वीशमीभिःसुकृतःसुकृत्यया ॥३॥

प० इन्द्रस्य । सख्यम् । ऋभवः । सम् । आनशुः । मनोः ।
नपातः । अपसः । दधन्विरे । सौधन्वासः । अमृतत्वम् ।
आ । ईरिरे । विष्ट्वी । शमीभिः । सुकृतः । सुकृत्यया ॥३॥

* ( यदश्वायवधायुष्मात तक्षुर्मनसा हरी । ऋ सं.
१-२-१ ).

× (ऋधारयन्तमहय-ऋ सं १-१-१)। मर्तासःसन्तो
अमृतत्वमानशु । ऋ सं २-७-३० ).

अ० મનુષ્યરૂપ અંગિરાઋષિના પુત્રોએ અર્થાત્ યાગાદિલક્ષણ કર્મવંત ઋભુઓએ ઇન્દ્રના સખાપણાને સર્વપ્રકારે પ્રાપ્ત કર્યું. તે ઋભુદેવો, પૂર્વે મનુષ્યત્વવડે મરણયોગ્ય હતા તથાપિ અધુના ઇન્દ્રમખ્યવડે પ્રાણ-ધારણ-કરનારા એ સુધન્વા ઋષિના પુત્ર ઋભુદેવોએ શોભનકર્મવાળા સતા, દેવત્વપ્રાપ્તિના પ્રતિબંધના નિવારક પ્રભુકર્મોવડે અને શોભનકર્મવડે વ્યાપ્ત થઇને દેવત્વને પ્રાપ્ત કર્યું. ૩

*इन्द्रेणयाथसरथंसुतेसचाँअथोवशानांभवथासहश्रिया ।
नवःप्रतिमैसुकृतानिवाघतःसौधन्वनाऋभवोवीर्याणिच ॥४॥

प० इन्द्रेण । याथ । सऽरथम् । सुते । सचा । अथो इति । वशानाम् । भवथ । सह । श्रिया । न । वः । प्रतिऽमै । सुऽकृतानि । वाघतः । सौधन्वनाः । ऋभवः । वीर्याणि । च । ४॥

अ० હે ઋભુઓ ! તમે ઇન્દ્ર સાથે એકજ રથવિષે આરૂઢ થઇને અભિષુત-સોમવાળા યજ્ઞ પ્રત્યે ગમન કરો, તદનન્તર, તમે સ્વર્ગાદિલક્ષણફલની કામનાકરનાર મનુષ્યોની હવિ-આદિરૂપ સ્તુતિવડે યુક્ત થાઓ છો. હે સુધન્વાના પુત્રો ! અમૃતત્વાદિલક્ષણ ફલના વોઢા વા મેધાવંત હે ઋભુઓ ! તમારાં સુકૃતને માપવા અમે શક્તિમંત નથી તમારાં સામર્થ્ય માપવાને શક્ય નથી ૪

इन्द्रऋभुभिर्वाजवद्भिःसमुक्षितंसुतंसोममावृषस्वागभस्त्योः ।
धियेषितोमघवन्दाशुषोगृहेसौधन्वनेभिःसहमत्स्वानृभिः ॥५॥

* ( यज्ञामेषामसुहासमाहुता-ऋ. सं ८-९-११ ).

प० इन्द्र । ऋभुऽभिः । वाजवत्ऽभिः । सम्ऽउक्षितम् । सुतम् ।
सोमम् । आ । वृषस्व । गभस्त्योः । धिया । इषितः ।
मघऽवन् । दाशुषः । गृहे । सौधन्वनेभिः । सह । मत्स्व ।
नृऽभिः ॥ ५ ॥

અ० હે ઇન્દ્ર ! 'વાજ' નામના ભ્રાતા સહિત, ઋભુ સહિત, પક્ષે
અન્નયુક્ત ઋભુઓ સહિત તૂ, આપોજળવડે સમ્યકસિક્ત
અર્થાત્ પાષાણોવડે અભિષુત સોમનું, ઉભય બાહુઓ વડે
પાન કર હે ધનવન્ ઇન્દ્ર ! સ્તોત્રરૂપ કર્મવડે પ્રેરિત તૂ,
હવિર્દાન-કરનારા-યજનારાને ઘેર સુધન્વાના પુત્ર મનુષ્ય
ઋભુઓસહ સોમપાનવડે હૃષ્ટ હો ૫

इन्द्रऋभुमान्वाजवान्मत्स्वेहनोस्मिन्त्सवनेशच्यापुरुष्टुत ।
इमानितुभ्यंस्वसराणियेमिरेव्रतादेवानांमनुषश्चधर्मभिः ॥६॥

प० इन्द्र । ऋभुऽमान् । वाजऽवान् । मत्स्व । इह । नः ।
अस्मिन् । सवने । शच्या । पुरुऽस्तुत । इमानि । तुभ्यम् ।
स्वसराणि । येमिरे । व्रता । देवानाम् । मनुषः । च ।
धर्मऽभिः ॥ ६ ॥

અ० બહુ મનુષ્યોવડે સ્તુત હે ઇન્દ્ર ! ઋભુયુક્ત, તેના ભ્રાતા વાજ
વડે યુક્ત, ઇન્દ્રાણીયુક્ત, વા કર્મવડે તૂ અમારા આ કર્મ-
તૃતીયસવન પરત્વે હૃષ્ટ હો, હે ઇન્દ્ર ! આ દિવસો તારા
સોમપાનાર્થ ત્રણે સવનો વિષે નિયત થયલા હોય છે અગ્નિ
આદિ દેવોનાં કર્મો, મનુષ્યનાં કર્મવડે નિયત થયલાં હોય છે ૬

इन्द्र॑ ऋ॒भुभि॑र्वा॒जिभि॑र्वा॒जय॑न्नि॒ह स्तोमं॑ जरि॒तुरुप॑ याहि य॒ज्ञिय॑म् ।
श॒तं केते॑भिरि॒षिरे॑भिरा॒यवे॑ स॒हस्र॑णीथो अध्व॒रस्य॒ होम॑नि ॥७॥

प॰ इन्द्र॑ । ऋ॒भुऽभिः॑ । वा॒जिऽभिः॑ । वा॒जय॑न् । इ॒ह । स्तोम॑म् । ज॒रि॒तुः । उप॑ । या॒हि । य॒ज्ञिय॑म् । श॒तम् । केते॑भिः । इ॒षिरे॑भिः । आ॒यवे॑ । स॒हस्र॑ऽनीथः । अ॒ध्व॒रस्य॑ । होम॑नि ॥ ७ ॥ ७ ॥

अ॰ હે ઇન્દ્ર ! વાજયુક્ત ઋભુઓવડે યુક્ત તૂ, સ્તોતાઓના અન્નને સંપાદન કરનો, આ યજ્ઞ વિષે યજ્ઞાર્હ સ્તોતાના સ્તોત્ર પ્રતિ આગમન કર. પ્રાજ્ઞ મરૂદ્દેવો મદિત ગમનકુશલ એંકડો અશ્વોવડે યુક્ત તૂં, યજનારાર્થ બહુ પ્રકારના નયનોવડે યુક્ત થઇ સોમહોમ પરત્વે આગમન કર ૭

इति तृतीयस्य चतुर्थे सप्तमो वर्गः ॥ ७ ॥

## सूक्त ६०.

१ प्रतिजूतिवर्पसः = प्रतिपक्षाभिभवनशीलतेजोयुक्ताः = પ્રતિપક્ષીનો અભિભવ કરનાર તેજવડે યુક્ત.
२ बन्धुता = बध्नन्ति फलेन संयोजयन्तीति बन्धवः कर्माणि तेषां भावो बन्धुता = કર્મબંધતા.
३ अपिशत = विभक्तवन्त. (पिश अवयवे) = વિભાગ કરેલા.
४ विष्ट्वी = व्याप्य = વ્યાપ્ત થઇને

અ० અન્નવાન-અન્નવતિ ધનવતિ હે દેવિ ઉષા ! પ્રકૃષ્ટ જ્ઞાનવતી તું, સ્તોત્ર-કરનાર-સ્તોતાના સ્તોત્રનું સેવન કર. વધા હવિર્લક્ષણ અન્નપ્રદ સ્તોત્રસેવન કર. સર્વપ્રાણિઓવડે વરણીય હે દેવિ ! પુરાતની યુવતિની પેરે શોભમાના, સ્તોત્રલક્ષણ-બહુ-કર્મવાળી-તું, યજ્ઞકર્મને અભિલક્ષી વર્તે છે. ૧

*उपोदेव्यमर्त्याविभाहिचन्द्ररथासूनृताईरयन्ती ।
आत्वावहन्तुसुयमासोअश्वाहिरण्यवर्णांपृथुपाजसोये ॥२॥

प० उप । देवि । अमर्त्या । वि । भाहि । चन्द्रऽरथा । सूनृताः । ईरयन्ती । आ । त्वा । वहन्तु । सुऽयमासः । अश्वाः । हिरण्यऽवर्णाम् । पृथुऽपाजसः । ये ॥ २ ॥

અ० હે ઉષાદેવિ ! મરણધર્મરહિત, સુવર્ણમયરથોપેત, પ્રિયસત્યરૂપાત્મક ઉચ્ચારણ-કરનાર-તૂ, વિશેષ દેદીપ્ત હો. પ્રભૂત-બલયુક્ત, અરુણવર્ણના, સુખપ્રકારે નિયમિત કરવાને શક્ય, રથવિષે યોજિત તે અશ્વો, હિરણ્યવર્ણ-તૂને આવહન કરો. ૨

उषःप्रतीचीभुवनानिविश्वोर्ध्वातिष्ठस्यमृतस्यकेतुः ।
समानमर्थंचरणीयमानाचक्रमिवनव्यस्याववृत्स्व ॥३॥

प० उषः । प्रतीची । भुवनानि । विश्वा । ऊर्ध्वा । तिष्ठसि । अमृतस्य । केतुः । समानम् । अर्थम् । चरणीयमाना । चक्रम्ऽइव । नव्यसि । आ । ववृत्स्व ॥ ३ ॥

---

* ( सुम्नायरीसूनृताईरयन्ति-ऋ. सं. १-८-३ ).

અ० હે ઉષાદેવિ ! સર્વભૂતપ્રાણિ–પ્રતિ–અભિમુખ–હોનાર, અમર સૂર્યદેવની પ્રજ્ઞાપયિત્રી તૂં નભવિષે ઉન્નત થાય છે. પુનઃ–પુનઃ–જાયમાનતયા નવતરસ્વરૂપ હે દેવિ ! નભસંચારી સૂર્યનું રથાંગ પુનઃ પુનઃ આવર્તન કરે તેમ પ્રાચીનકાલલક્ષણુ એક સામાન્ય માર્ગનો સંચાર કરવાની ઇચ્છાવાળી તૂં, પુનઃ પુનઃ તે માર્ગ વિષે આવર્તન કર. ૩

अव॒स्यूर्वै॑रचि॒न्व॒तीम॒घोन्यु॒षा या॑ति॒ स्वस॑र॒स्य॒पत्नी॑ ।
स्व१॒र्जन॑न्ती सु॒भगा॑ सु॒दंसा॒ आन्ता॑द्दि॒वः प॑प्रथ॒ आ पृ॑थि॒व्याः ॥४॥

प० अवे । स्यूमऽइवेर । चिन्वती । मघोनी । उषाः । याति । स्वसरस्य । पत्नी । स्वः । जनन्ती । सुऽभगा । सुऽदंसाः । आ । अन्तात् । दिवः । पप्रथे । आ । पृथिव्याः ॥ ४ ॥

અ० જે આ ઉષાદેવી, વિસ્તૃત વસ્ત્રની પેરે અન્ધકારને અપક્ષય–સંક્ષયને પ્રાપ્ત કરાવતી, ધનવતી, અન્ધકારના સુષ્ઠુક્ષેપ કરનાર સૂર્ય વા વાસર ( દિવસ )ની પત્ની સતી ગમન કરે છે. સ્વકીય તેજને જન્માવતી, સુધના વા સૌભાગ્યયુક્તા, શોભન–અગ્નિહોત્રકર્મ–સંપન્ના , આ ઉષાદેવી,* દ્યુલોકના અને પૃથિવીના અવસાન પ્રદેશમાંથી પ્રકાશે છે. ૪

*अच्छा॑ वो दे॒वीमु॒षसं॑ विभा॒तीं प्र वो॑ भरध्वं॒ नम॑सा सुवृ॒क्तिम् ।
ऊ॒र्ध्वं म॑धु॒धा दि॒वि पाजो॑ अश्रे॒त्प्र रो॑च॒ना रु॑रुचे र॒ण्वसं॑दृक् ॥५॥

* ( व्युच्छन्ती हि रश्मिभिर्विश्वमाभासि रोचनम्–ऋ सं. १–४–६ ).

प० अच्छ । व । देवीम् । उषसम् । विभातीम् । प्र । वः । भरध्वम् । नमसा । सुवृक्तिम् । ऊर्ध्वम् । मधुधा । दिवि । पाजः । अश्रेत् । प्र । रोचना । रुरुचे । रण्वऽसन्दृक् ॥ ५ ॥

અ૦ હે સ્તોતાઓ ! તમને શોભાવનાર ઉષાદેવી પ્રતિ, તમારા નમસ્કારવડે યુક્ત સુંદરસ્તુતિ પ્રકર્ષપણે કરો. મધુર સ્તુતિ-વાક્યો-ધારણ-કરનાર વા આદિત્ય-ધારણ-કરનાર ઉષાદેવી, નભ વિષે ઊર્ધ્વાભિમુખે તેજનો આશ્રય કરે છે રોચનશીલ, રમણીયદર્શનવાળી ઉષા, પ્રકર્ષપણે દેદીપ્યમાન હોય છે. મહા. લોકોને પ્રકર્ષપણે સ્વતેજવડે દીપ્ત કરે છે ૫

ऋतावरीदिवोअर्कैरबोध्यारेवतीरोदसीचित्रमस्थात् ।
आयतीमग्नउषसंविभातींवाममेषिद्रविणंभिक्षमाण ॥६॥

प० ऋतऽवरी । दिव । अर्कैः । अबोधि । आ । रेवती । रोदसी इति । चित्रम् । अस्थात् । आऽयतीम् । अग्ने । उषसम् । विऽभातीम् । वामम् । एषि । द्रविणम् । भिक्षमाणः ॥ ६ ॥

અ૦ સત્યવતી જે આ ઉષા, દ્યુલોકમાંથી તેજોવડે સર્વ પ્રાણિઓને જણાય છે. ધનવતી જે ઉષા, દ્યાવાપૃથિવી નાનાવિધ રૂપયુક્ત થાય તે પ્રકારે સર્વત વ્યાપ્ત થઈને રહે છે. હે અગ્ને ! તારી અભિમુખ આગમન કરનારી ભાસતી ઉષાદેવી પ્રતિ હવ્યાન્ન-યાચના-કરનારો-તું, અગ્નિહોત્રાદિલક્ષણ વનનીય ધનને પ્રાપ્ત થાય છે ૬

ऋतस्यबुध्नउषसामिषण्यन्वृषामहीरोदसीआविवेश ।
महीमित्रस्यवरुणस्यमायाचन्द्रेवभानुविदधेपुरुत्रा ॥७॥८॥

प० ऋतस्य । बुध्ने । उषसाम् । इषण्यन् । वृषा । महीइति ।
रोदसीइति । आ । विवेश । मही । मित्रस्य । वरुणस्य ।
माया । चन्द्राऽइव । भानुम् । वि । दधे । पुरुऽत्रा ॥७॥८॥

अ० वृष्टिद्वारा જળપ્રેરક આદિત્યદેવ, ઋતમૂલ પરત્વે ઉષાઓનું પ્રેરણ કરતો, મહાન્ દ્યાવાપૃથિવી વિષે સર્વતઃ પ્રવેશ કરે છે. યદ્વા વર્ષિતા, સર્વતોગામી ( ઉષાનો ) રશ્મિસમૂહ દ્યાવાપૃથિવી વિષે પ્રવેશતો હોય છે. તેથી, મહાન્ ઉષા મિત્રાવરૂણદેવનો પ્રભારૂપ મતી સુવર્ણની પેરે સ્વપ્રભાને બહુદેશો મધ્યે સર્વત્ર પ્રસારે છે. ७

इतितृतीयस्यचतुर्थेअष्टमोवर्गः ॥ ८ ॥

## सूक्त ६१.

१ चन्द्ररथा = सुवर्णमयरथोपेता = સુવર્ણમય રથોપેત
२ स्यूमइव = वस्त्रमिव विस्तृतम् = વસ્ત્રની પેરે વિસ્તૃત.
३ स्वसरस्य = सुष्ठु अस्यतितम इति सूर्योवासरो वा = સૂર્ય વા દિવસની.
४ चन्द्रा = सुवर्णानि = સુવર્ણ.

## सूक्त ६२.

ઋષિ:—૧૬-૧૮ જમદગ્નિ કિંવા વિશ્વામિત્ર; બાકી વિશ્વામિત્ર. દેવતા:—૧-૩ મિત્રાવરુણ, ૪-૬ બૃહસ્પતિ, ૭-૯ પૂષા, ૧૦-૧૨, સવિતા, ૧૩-૧૫ સોમ, ૧૬-૧૮ મિત્રાવરુણ: છંદ:—૧-૩ ત્રિષ્ટુભ્. ૪-૧૮ ગાયત્રી.

इमाउवांभृमयोमन्यमानायुवावतेनतुज्याअभूवन् ।
क्वत्यदिन्द्रावरुणायशोवांयेनस्मासिनंभरथःसखिभ्यः ॥१॥

प० इमाः । ऊँ इति । वाम् । भृमयः । मन्यमानाः । युवाऽवते । न । तुज्याः । अभूवन् । क्व । त्यत् । इन्द्रावरुणा । यशः । वाम् । येन । स्मसिनम् । भरथः । सखिऽभ्यः ॥ १ ॥

અ० હે ઇન્દ્રાવરુણદેવ ! બલવંત શત્રુઓ વડે અભિમન્યમાન ભ્રમણશીલ આ પ્રજા, બલવાન્ શત્રુઓ વડે હિંસ્ય મ હો. તમારો તેવો યશ ક્યાં વર્તે છે ? જે વડે અમે સખાઓ અર્થે તમે અન્ન ભરણ કરનારા હો. વળી હે ઇન્દ્રાવરુણદેવ ! તમારા સંબંધી, તમને પ્રાપ્ત થવાને ભ્રમણશીલ, તમારી અર્ચા કરનાર તે સ્તુતિઓ, તમારા સદૃશ અન્યદેવાર્થે મ પ્રેર્ય હો. શિષ્ટ સામાન્ય. ૧

अयमुवांपुरुतमोरयीयञ्छश्वत्तममवसेजोहवीति ।
सजोषाविन्द्रावरुणामरुद्भिर्दिवापृथिव्याशृणुतंहवंमे ॥२॥

प० अयम् । ऊँ इति । वाम् । पुरुऽतमः । रयिऽयन् । शश्वत्ऽतमम् । अवसे । जोहवीति । सऽजोषौ । इन्द्रावरुणा । मरुत्ऽभिः । दिवा । पृथिव्या । शृणुतम् । हवम् । मे ॥२॥

अ० हे इन्द्रावरुणदेव ! पोताना अर्थे धननी इच्छा करनारे आ यजनारो, रक्षणार्थे वा अन्नार्थे, तमने सर्वदा अत्यन्त आह्वान करे छे. मरुदेवो अने द्यावापृथिवी वडे संगत तमे मारा आह्वाननुं श्रवण करो २

*अस्मेतदिन्द्रावरुणावसुष्यादस्मेरयिर्मरुतःसर्ववीरः ।
अस्मान्वरूत्रीःशरणैरवन्त्वस्मान्होत्राभारतीदक्षिणाभिः॥३॥

प० अस्मे इति । तत् । इन्द्रावरुणा । वसु । स्यात् । अस्मे इति । रयिः । मरुतः । सर्वऽवीरः । अस्मान् । वरूत्री । शरणैः । अवन्तु । अस्मान् । होत्रा । भारती । दक्षिणाभिः ॥ ३ ॥

अ० हे इन्द्रावरुणदेव ते अभिलषित धन, अमोने सिद्ध हो. हे मरुदेवो ! सर्वकर्मो विषे समर्थ पशुपुत्रनो संघ अमने सिद्ध हो. सर्व-भजनीय-देवपत्नीओ, शीतादिकनेशना विशरण-नाश करनार गृह वडे अमारु पालन करो. जे विषे हव्यान्न होमाय ते यज्ञ, यद्वा प्राण होमाय ते वाक्रूप सरस्वती देवता, गोरूप दक्षिणा यद्वा उदार वाणीओ वडे, अमारुं पालन करो यद्वा, हे होता ! अग्निपत्नी, सूर्यपत्नी, भारती अने सरस्वती, त्रणे देवीओ अमारु पालन करो ३

* ( याज्ञवल्क्य-पे० ब्रा० ५-७४ )

बृहस्पतेजुपस्वनोहव्यानिविश्वदेव्य ।
रास्वरत्नानिदाशुषे ॥ ४ ॥

प० बृहस्पते । जुषस्व । नः । हव्यानि । विश्वदेव्य । रास्व । रत्नानि । दाशुषे ॥ ४ ॥

अ० सर्व देवोने हितस्वरुप हे बृहस्पतिदेव ! अमारां हवनयोग्य पुरोडाशादिनुं सेवन कर. हविर्दान करनारा यजनाराथे- मने उत्तम धन अर्पण कर. ४

शुचिमर्कैर्बृहस्पतिमध्वरेषुनमस्यत ।
अनाम्योजआचके ॥ ५ ॥ ९ ॥

प० शुचिम् । अर्कैः । बृहस्पतिम् । अध्वरेषु । नमस्यत । अनामि । ओजः । आ । चके ॥ ५ ॥ ९ ॥

अ० हे ऋत्विजो ! तमो यज्ञो विषे शुद्ध बृहस्पतिने अर्चनीय स्तोत्रो वडे परिचरण करो. अनमनशील-परवडे अनभिभवनीय बलनी हुं सर्वतः याचना करुं छुं. ५

इतितृतीयस्यचतुर्थेनवमोवर्गः ॥ ९ ॥

*वृषभंचर्षणीनांविश्वरूपमदाभ्यम् ।
बृहस्पतिंवरेण्यम् ॥ ६ ॥

प० वृषभम् । चर्षणीनाम् । विश्वरूपम् । अदाभ्यम् । बृहस्पतिम् । वरेण्यम् ॥ ६ ॥

* (बृहस्पतिर्विश्वरूपामुपा । ऋ. स. २-१-२).

अ० મનુષ્યોનાં અભિમતફલના વર્ષક વ્યાપ્તરૂપ, યદ્વા વિશ્વરૂપ નામક ગોવાહન વડે યુક્ત, કોઈપણ વડે—અ-તિરસ્કરણીય, સર્વ કોઈ વડે ભજનીય બૃહસ્પતિદેવની હુ સર્વત યાચના કરૂં છુ ६

इ॒यं ते॑ पूषन्नाघृणे सुष्टु॒तिर्दे॑व॒ नव्य॑सी ।
अ॒स्माभि॑स्तुभ्यं॑ शस्यते ॥ ७ ॥

प० इ॒यम् । ते॒ । पू॒ष॒न् । आ॒घृ॒णे॒ । सु॒ऽस्तु॒ति । दे॒व॒ । नव्य॑सी ।
अ॒स्माभि॑ । तु॒भ्य॑म् । श॒स्य॒ते॒ ॥ ७ ॥

अ० હે દીપ્તિમન્ પૂષન્ ! અધિકનવતર સુંદર આ સ્તુતિ, પ્રાપ્ત થાય છે તે આ સ્તુતિ અમે સ્તોતાઓ વડે, ત્વદર્થ શંસન કરાય છે તેનું તૂ સેવન કર ७

तां जु॑षस्व॒ गिरं॒ मम॑ वाज॒यन्ती॑मवा॒ धिय॑म् ।
व॒धू॒युरि॑व॒ योष॑णाम् ॥ ८ ॥

प० ता॒म् । जु॒ष॒स्व॒ । गिर॑म् । मम॑ । वा॒ज॒ऽयन्ती॑म् । अव॑ ।
धिय॑म् । व॒धू॒युः इ॑व । योष॑णाम् ॥ ८ ॥

अ० હે પૂષન્ ! સ્તોત્ર—કરનારા—હું ની સ્તુતિલક્ષણા વાણીનું તૂ સેવન કર સ્તુતિપ્રસન્ન તૂ અન્નકામનવાળો પુરૂષ જેમ આપ્રતિ આગમન કરે તેમ અન્નની ઇચ્છા કરનો કર્મકારક આ સ્તુતિપ્રતિ ગમન કર ८

यो विश्वा॒भि वि॒पश्य॑ति॒ भुव॑ना॒ सं च॒ पश्य॑ति ।
स नः॑ पू॒षावि॒ता भु॑वत् ॥ ९ ॥

प० यः । विश्वा॑ । अभि । विऽपश्य॑ति । भुव॑ना । सम् । च । पश्य॑ति । सः । नः । पूषा । अविता । भुवत् ॥ ९ ॥

भा० જે મર્વલોકને અભિમુખે વિશેષે જુવે છે, તેમજ તે લોકને–તદ્વસ્તુના યાથાત્મ્યને–સમ્યક જાણે છે. તાદૃશ પૂષાદેવ અમારો રક્ષક હો. ૯

तत्सवितुर्वरेण्यंभर्गोदेवस्यधीमहि ।
धियोयोनःप्रचोदयात् ॥ १० ॥ १० ॥

प० तत् । सवितुः । वरे॑ण्यम् । भर्गः॑ । देवस्य॑ । धीमहि । धियः॑ । यः । नः । प्रऽचोदया॑त् ॥ १० ॥ १० ॥

भा० જે અમારાં ( ધર્માદિવિષયક ) કર્મોને વા બુદ્ધિને પ્રેરનારો છે તે મર્વશ્રુતિપ્રસિદ્ધ દ્યોતમાન સવિતાદેવ–જગત્સ્રષ્ટા, પરમેશ્વરના આત્મભૂત, સર્વપ્રાણિઓ વડે–ઉપાસ્યતાએ–તથા જ્ઞેયતાએ–સંભજનીય–ભર્ગનું, અર્થાત્ સ્વયંજ્યોતિ–સ્વરૂપ પરબ્રહ્માત્મક તેજનું ધ્યાન કરીએ છીએ ( तद्यो हंसोसौयोसौसोहम् અર્થ —જે હું તે આ, અને ' આ તે હું ' એમ ધ્યાન કરીએ છીએ ) ( જે ભર્ગ બુદ્ધિને પ્રેરનારૂં છે તેનુ ધ્યાન કરીએ છીએ. ) યદ્વા, જે સવિતાદેવ, કર્મોને પ્રેરે તે સર્વપ્રાણિના પ્રસવિતા દ્યોતમાન સૂર્યદેવના તે સર્વવડે–દૃશ્યમાનતાએ–પ્રસિદ્ધ, સર્વવડે ભજનીય, પાપતાપક તેજોમડલનુ ધ્યાન કરીએ છીએ. યદ્વા, વેદો અને છંદરૂપી અન્ન ( भर्ग )નું અમે ધ્યાન કરીએ છીએ ૧૦ (૧૦)

इतितृतीयस्यचतुर्थेदशमोवर्गः ॥ १० ॥

देवस्यसवितुर्वयंवाजयन्तः पुरंध्या ।
भगस्यरातिमीमहे ॥ ११ ॥

प० देवस्य । सवितुः । वयम् । वाजऽयन्तः । पुरम्ऽध्या ।
भगस्य । रातिम् । ईमहे ॥ ११ ॥

अ० અન્નેચ્છુ અમે, ઘોતમાન સવિતાદેવના ભજનીય ધનદાનની
તદ્વિષયક સ્તુતિ વા પ્રજ્ઞા વડે યાચના કરીએ છીએ. ૧૧

देवंनरःसवितारंविप्रायज्ञैःसुवृक्तिभिः ।
नमस्यन्तिधियेषिताः ॥ १२ ॥

प० देवम् । नरः । सवितारम् । विप्राः । यज्ञैः । सुवृक्तिऽभिः ।
नमस्यन्ति । धिया । इषिताः ॥ १२ ॥

अ० કર્મનેતા મેધાવી અધ્વર્યુ આદિ, કર્મ વા બુદ્ધિ વડે
પ્રેરાતા સતા, દ્યુ સવિતાદેવને યજનીય હવ્યાન્ન અને
શોભન સ્તોત્રો વડે પરિચરણ કરે છે. ૧૨

सोमोजिगातिगातुविद्देवानामेतिनिष्कृतम् ।
ऋतस्ययोनिमासदम् ॥ १३ ॥

प० सोमः । जिगाति । गातुऽवित् । देवानाम् । एति । निःऽ-
कृतम् । ऋतस्य । योनिम् । आऽसदम् ॥ १३ ॥

अ० માર્ગને જાણીને સોમદેવ પ્રયાણ કરે છે તે દેવોના સંસ્કૃત,
સર્વ વડે આસદનીય, યજ્ઞના હવિર્ધાનાખ્ય સ્થાન પ્રતિ પ્રાપ્ત
થાય છે. ૧૩

सोमो॑ अ॒स्मभ्यं॑ द्वि॒पदे॒ चतु॑ष्पदे च प॒शवे॑ ।
अ॒न॒मी॒वा इष॑स्करत् ॥ १४ ॥

प० सोमः । अ॒स्मभ्य॑म् । द्वि॒ऽपदे॑ । चतुः॑ऽपदे । च । प॒शवे॑ । अ॒न॒मी॒वाः । इषः॑ । क॒र॒त् ॥ १४ ॥

अ० સોમદેવ, અમે સ્તોતાઓ અર્થે, અમારા દ્વિપદ અને ચતુષ્પદ પ્રાણિઓના અર્થે રોગવર્જિત અન્ન પ્રાપ્ત કરો. ૧૪

अ॒स्माक॒मायु॑र्व॒र्धय॑न्न॒भिमा॑तीः॒ सह॑मानः ।
सोमः॑ स॒धस्थ॒मास॑दत् ॥ १५ ॥

प० अ॒स्माक॑म् । आयुः॑ । व॒र्धय॑न् । अ॒भिऽमा॑तीः । सह॑मानः । सोमः॑ । स॒धऽस्थ॑म् । आ । अ॒स॒द॒त् ॥ १५ ॥

अ० તે સોમદેવ અમારા આયુષ્યને વા જીવનને વધારતો, કર્મ-વિઘ્નકારક શત્રુઓને અભિભવતો, અમારા હવિર્ધાનાખ્ય સ્થાનને પ્રાપ્ત હો ૧૫

आ नो॑ मित्रावरुणा घृ॒तैर्गव्यू॑तिमुक्षतम् ।
मध्वा॒ रजां॑सि सुक्रतू ॥ १६ ॥

प० आ । नः॒ । मि॒त्रा॒व॒रु॒णा॒ । घृ॒तैः । गव्यू॑तिम् । उ॒क्ष॒त॒म् । मध्वा॑ । रजां॑सि । सु॒क्र॒तू॒ इति॑ सुऽक्रतू ॥ १६ ॥

अ० શોભન-કર્મવાળા હે મિત્રાવરુણદેવ ! અમારા ગોનિવાસ-સ્થાનને પયસ્ વડે ચોમેર સિક્ત કરઃ અર્થાત્ અમારા અર્થ દોહનકરનારી ( દુઝણી ) ગાયો અર્પણ કર. અમારાં આવાસસ્થાનોને મધુરરસ વડે સિક્ત કર ૧૬

उ॒रु॒शंसा॑नमो॒वृधा॑म॒ह्ना दक्ष॑स्य राजथः ।
द्राघि॑ष्ठाभि॑ शुचिव्रता ॥ १७ ॥

प० उ॒रु॒ऽशंसा॑ । न॒म॒ऽवृधा॑ । म॒ह्ना । दक्ष॑स्य । रा॒ज॒थः ।
द्राघि॑ष्ठाभिः । शु॒चि॒ऽव्र॒ता ॥ १७ ॥

अ० परिशुद्ध-कर्मसंपन्न हे मित्रावरुणदेव! बहु प्राणिओवडे
शंसनीय, यहा महान् श्रमसंपन्न हविर्लक्षण अन्नवडे
वर्धमान, अयन्त दीर्घस्तुतिवाणी वडे युक्त तमे, तमरा
धन वा बलना महत्व वडे समर्थ छो. १७

गृ॒णा॒ना ज॒मद॑ग्निना॒ योना॑वृ॒तस्य॑ सीदतम् ।
पा॒तं सोम॑मृतावृधा ॥ १८ ॥ ११ ॥

प० गृ॒णा॒ना । ज॒मत्ऽअ॑ग्निना । योनौ॑ । ऋ॒तस्य॑ । सी॒द॒त॒म् ।
पा॒तम् । सोम॑म् । ऋ॒त॒ऽवृ॒धा ॥ १८ ॥ ११ ॥

अ० हे मित्रावरुणदेव! जमदग्नि महर्षि द्वारा स्तवन कराता,
यहा प्रज्वलित अग्निवडे विश्वामित्रऋषि द्वारा स्तवन
कराता, यज्ञना योनिरूप तमे, देवयजनाख्य देशविषे उपविष्ट
हो. कर्मफलना वर्धयिता तमे, सोमपान करो. १८

इति तृतीयस्य चतुर्थे एकादशो वर्गः ॥ ११ ॥

इति तृतीये मंडले पंचमोऽनुवाकः ॥ ५ ॥

इति तृतीयमण्डलं समाप्तम् ॥

## सूक्त ६२.

१ भृमयः = भ्रमणशीलाः = ભ્રમણશીલ.
२ द्रुह्याः = हिंस्याः = હિંસ્ય.
३ सिनम् = अन्नम = અન્ન.
४ यवत्रीः = भजनीयाः देवपत्न्यः = ભજનીય દેવપત્નીઓ.
५ शरणैः = शृणन्ति इति शीतादिक्लेशं इति शरणानि = गृहाणि = ગૃહો.
६ सपर्यत = परिचरत = પરિચરણ કરો.
७ अनामि = अनमनशीलं = પર વડે અનભિભવનીય.
८ आघृणे = दीप्तिमान् ।
९ भर्गः = अविद्यातत्कार्ययोर्भर्जनात्भर्गःस्वयंज्योतिः परब्रह्मात्मकंतेजः = પરબ્રહ્માત્મક તેજ.
१० पुरंध्या = तद्विषयस्तुत्याप्रज्ञयावा = સ્તુતિ વા પ્રજ્ઞાવડે.
११ गव्यूतिम = गवांमार्गम् = ગોનિવાસસ્થાનને.

# सूक्त १.

अ० ४ व० १२ मं० ४ अ० १ सू० १

ઋષિ—વામદેવ. દેવતા—અગ્નિ, કિંવા ૨–૬ વરુણ.
છન્દ—૧ અષ્ટિ, ૨ અતિજગતી, ૩ ધૃતિ, અવશિષ્ટ ત્રિષ્ટુભ્

त्वां ह्यग्ने सदमित्समन्यवो देवासो देवमरतिं न्येरिर इति क्रत्वा न्येरिरे। अमर्त्यं यजत मर्त्येष्वा देवमादेवं जनत प्रचेतसं विश्वमादेवं जनत-प्रचेतसम् ॥ १ ॥

प० त्वाम् । हि । अग्ने । सदम् । इत् । सऽमन्यवः । देवासः । देवम् । अरतिम् । निऽएरिरे । इति । क्रत्वा । निऽएरिरे । अमर्त्यम् । यजत । मर्त्येषु । आ । देवम् । आऽदेवम् । जनत । प्रऽचेतसम् ॥ १ ॥

અ૦ હે અગ્ને ! સ્પર્ધા કરનારા દેવનશીલ ઇન્દ્રાદિક દેવો, દ્યોતમાન શીઘ્રગતા તૂને સદૈવ ( યુદ્ધ વિષે ) પ્રેરે છે. યજમાનો સ્તુતિલક્ષણકર્મ વડે યજ્ઞકર્મ વિષે દેવોને હવિ પ્રાપ્ત કરાવવા અને દેવોને આહ્વાન કરવા, તૂને નિરન્તર નિશ્ચે પ્રેરિત કરે છે. યજનીય હે અગ્ને ! મરણધર્મરહિત, સર્વતઃ દ્યોતમાન, પ્રકૃષ્ટકર્મવિષયક જ્ઞાનવાળા તૂને, યાગ કરનારા મનુષ્યો મધ્યે આગન્તારૂપે ઉત્પન્ન કરો. કર્માભિજ્ઞ તથા તે તે યજ્ઞોવિષે આગન્તા–તૂને યુગપત નાનાદેશવર્તિ યજ્ઞો વિષે, હવિના આનયનાર્થ વ્યાપ્ત સ્વરૂપે સંપાદન કરો. ૧

सभ्रातंरुंवरुंणमग्नआवंवृत्स्वदेवाँअच्छासुमतीयज्ञवनंसंज्येष्ठं-
यज्ञवंनसम् ।
ऋतावानमादित्यंचर्षणीधृतंराजानंचर्षणीधृतम् ॥ २ ॥

प० सः । भ्रातंरम् । वरुंणम् । अग्ने । आ । ववृत्स्व । देवान् । अच्छं । सुऽमती । यज्ञऽवनसम् । ऋतऽवानम् । आदित्यम् । चर्षणिऽधृतम् । राजानम् । चर्षणिऽधृतम् ॥ २ ॥

अ० હે અગ્ને ! તાદૃશ તું ભ્રાતારૂપ, ઉદકને આવરણ કરનાર વરુણદેવને વનનીય હવ્યાન્ન વડે સંભજનીય, યજ્ઞના સંભક્તા, અતિશયે પ્રશંસનીય, ઉદકવંત વા સત્યવંત, (ઉદક પ્રદાનવડે) મનુષ્યોના ધારક આદિત્યદેવને, શોભનબુદ્ધિ-વિદ્વાનો વડે-ધૃત, વિરાજમાન વરુણદેવને દેવનશીલ રને તાજનો પ્રત્યે અભિમુખ કર. ૨

सखेसखायमभ्यावंवृत्स्वाशुंनचक्रंरथ्येवरंह्यास्मभ्यंदस्मरंह्यां ।
अग्नेमृळीकंवरुंणेसचाविदोमरुत्सुविश्वभानुषु ॥
तोकायंतुजेशुशुचानशंकृध्यस्मभ्यंदस्मशंकृधि ॥ ३ ॥

प० सखे । सखायम् । अभि । आ । ववृत्स्व । आशुम् । न । चक्रम् । रथ्याऽइव । रंह्या । अस्मभ्यम् । दस्म । रंह्या । अग्ने । मृळीकम् । वरुंणे । सचा । विदः । मरुत्ऽसु । विश्वऽभानुषु । तोकाय । तुजे । शुशुचान । शम् । कृधि । अस्मभ्यम् । दस्म । शम् । कृधि ॥ ३ ॥

अ० સખિભૂત દર્શનીય હે અગ્ને ! ગમન પરત્વે  શીઘ્રભૂત રથ-યોજિત અશ્વો, જેમ શીઘ્રગતા ચક્રને લક્ષ્યદેશ પ્રત્યે અભિમુખ કરે તદ્વત્, તારા સખા વરૂણને અમારા અર્થ અભિમુખ કર, હે અગ્ને ! તારી સહાય પરત્વે વરૂણદેવ, સુખકારક-હવ્યાન્ન પ્રાપ્ત કરનારો થાય છે  સર્વતો-વ્યાપ્તતેજસ્ક મરૂતો મધ્યે, સુખકારક રૂપે તુ પ્રાપ્ત હોય છે  દેદીપ્યમાન હે  અગ્ને ! ( ગર્ભવાસે કરીને ) જે વડે માતા પીડિત થાય તેવા પુત્રને, અને પિતા જેના વડે અનૃણ્યતાને પ્રાપ્ત  થાય  તે  પૌત્રને સુખ સપાદન કર  ३

त्वंनो॑अग्ने॒वरु॑णस्यवि॒द्वान्दे॒वस्य॒हेळो॒ऽव॑यासिसीष्ठाः ।
यजि॑ष्ठो॒वह्नि॑तमः॒शोशु॑चानो॒विश्वा॒द्वेषां॑सि॒प्रमु॑मुग्ध्य॒स्मत् ॥४॥

प० त्वम् । नः । अग्ने । वरु॑णस्य । वि॒द्वान् । दे॒वस्य॑ हेळ॑ः । अव॑ । या॒सि॒सी॒ष्ठाः । यजि॑ष्ठः । वह्नि॑तमः । शोशु॑चानः । विश्वा॑ । द्वेषां॑सि । प्र । मु॒मु॒ग्धि॒ । अ॒स्मत् ॥ ४ ॥

अ० હે  અગ્ને ! સર્વપુરૂષાર્થના  સાધનોપાયને  જાણનારો  તૂ, દ્યોતમાન  વરૂણના  ક્રોધ-પાશગ્રહણને  અપનયન-દૂર  કર શ્રેષ્ઠ યજનીય હવ્યાન્નનો અતિશય વોઢા અતિશય દેદીપ્યમાન તૂ,  સર્વપાપોને  વા  રાક્ષસોને  અમારા  પાસેથી પ્રકર્ષપૂર્વક મુક્ત કર  ४

मत्वंनो॑अग्नेऽव॒मोभ॑वो॒तीनेदि॑ष्ठो॒अ॒स्याउ॒षसो॒व्यु॑ष्टौ ।
अव॑यक्ष्वनो॒वरु॑णं॒रराणो॑वी॒हिमृ॑ळी॒कंसु॒हवो॑नएधि ॥५॥१२॥

प० सः । त्वम् । नः । अग्ने । अवमः । भव । ऊती । नेदिष्ठः ।
अस्याः । उषसः । विऽउष्टौ । अव । यक्ष्व । नः । वरुणम् । ररीणः । वीहि । मृळीकम् । सुऽहवः । नः ।
एधि ॥ ५ ॥ १२ ॥

अ० હે અગ્ને ! તૂં તારા રક્ષણવડે અમારી પ્રત્યાસન્ન—સમીપ મતો, ઉષાના ઉદયસમયે અગ્નિહોત્રાદિ—કર્મ—સિદ્ધયર્થ અતિશયે અમારી સમીપસ્થ હો, યદ્વા, ગમન વડે તૂં અમારો રક્ષક હો. વરૂણકૃત જલોદર આદિ રોગનો વા આવશ્યક પાપનો વિનાશ કર. અમોવડે દત્ત હવ્યાન્ન પરત્વે રમણ કરનારો, યદ્વા યજનારાઓને અત્યન્ત ફલપ્રદ તૂ, આ સુખકારક હવ્યાન્નનું ભક્ષણ કર. અમને તૂ શોભન આહ્વાનવડે યુક્ત હો. ५

इतितृतीयस्यचतुर्थेद्वादशोवर्गः ॥ १२ ॥

अस्यश्रेष्ठासुभगस्यसंदृग्देवस्यचित्रतमामर्त्येषु ।
शुचिघृतंनतप्तमघ्न्यायाःस्पार्हादेवस्यमंहनेवधेनोः ॥ ६ ॥

प० अस्य । श्रेष्ठा । सुऽभगस्य । सम्ऽदृक् । देवस्य । चित्रऽतमा । मर्त्येषु । शुचि । घृतम् । न । तप्तम् । अघ्न्यायाः ।
स्पार्हा । देवस्य । मंहनाऽइव । धेनोः ॥ ६ ॥

अ० જેમ ક્ષીરની કામના કરનારા પુરૂષને, અહન્તવ્યા—ગાયનું તેજોયુક્ત ક્ષરણયુક્ત તપ્ત ક્ષીર સ્પૃહણીય હોય, જેમ ગ યની ભિક્ષા કરનારાને દુઝણી ગાયનું દાન પ્રિયકારક હોય, તેમ સુષ્ઠુ ભજનીય અગ્નિદેવની અતિશય પ્રશસ્યા સંદૃષ્ટિ, મર્ત્યોવિષે અતિશય પૂજનીયા અને સર્વવડે સ્પૃહણીયા હોય છે. ६

